મઝેદાર કહાણીમાળા • પુસ્તક : ચોથું

# લી. લી.

[લાડકી લીલીનાં લાક્ષણિક ને અજબ પરાક્રમોની સળંગ અને સચિત્ર મઝેદાર કહાણી]



લેખક

નવલકાન્ત નેમચન્દ ભાવસાર
બી. એસસી. એફ. આર. એચ. એસ.
[લંડન]

સંપાદક

નાગરદાસ ઇ. પટેલ

ચિત્રકાર

જગમોહન મીસ્ત્રી

બાલવિનોદ કાર્યાલય
૧૪૯, પ્રિન્સેસ સ્ટ્રીટ
મુંબઈ ૨

આવૃત્તિ પહેલી ☆ ૧૯૪૮



: અઢી રૂપિયા :

: મુદ્રક :
રામદાસ ઈ. પટેલ
જની પ્રિન્ટરી

: પ્રકાશક :
નંદલાલ મો. ઠક્કર
એન. એમ. ઠક્કરની કું.

પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ - ૨

# પ્રસ્તાવના



'ગાંડિયો' લખીને મેં એક તોફાની પણ બુદ્ધિશાળી કિશોર-નો પરિચય કરાવ્યો હતો. એનાં પરાક્રમો કિશોર-મિત્રોને ખૂબખૂબ ગમ્યાં હતાં અને એના જેવાં તોફાની, સુશીલ, શાણાં તેમજ ચકોર કિશોર અને કિશોરીઓનાં પરાક્રમોનું આલેખન કરવા મારી પાસે અનેક માગણીઓ થઈ હતી.

એ દરમિયાન શ્રી. નાગરદાસ ભાઈએ એ પ્રકારના દેશ વિદેશના વિપુલ સાહિત્યનો મને સુંદર પરિચય કરાવ્યો. એ પરિચયે મારી દૃષ્ટિ વિશાળ બની અને પ્રેરણા પામી.

એક શિક્ષણસંસ્થાના આચાર્ય તરિકેની છેલ્લા દોઢેક દાયકાની મારી કામગિરિ દરમિયાન કેટલાંક તોફાની છતાં બુદ્ધિશાળી અને સુશીલ તેમજ ચકોર અને તેજસ્વી કિશોર અને કિશોરીઓનાં અવનવાં અને રમુજ પમાડે એવાં પરાક્રમો જોવા જાણવા અને સાંભળવાના અલભ્ય પ્રસંગો મને પ્રાપ્ત થયા.

એ રીતના અભ્યાસ, નિરીક્ષણ અને ચિંતનને પરિણામે 'વિનુ', 'બાબુ' અને 'લાલા'નું સર્જન થયું અને એજ રીતે 'લીલી' નું સર્જન થાય છે. 'લીલી'નાં લાક્ષણિક પરાક્રમો મેં મારી ઢબે રજૂ કર્યાં છે અને શ્રી. જગમોહન મીસ્ત્રીએ એને અનુરૂપ ચિત્રોની સુંદર સજાવટ કરી છે.

**'લીલી'** ઘણી ભોલકણી હોવા છતાં બાહોશ ને ચાલાક કિશોરી છે. એનાં ચેતનવંતાં પરાક્રમો કિશોર જગતને મઝેદાર કહાણી પૂરી પાડશે એવી આશા છે.

નવલકાન્ત ભાવસાર



: અનુક્રમ :



હવે પછી :

નાનુ ● કીકી

: વગેરે

# લી લી



## લી લી

વર્ષો થયાં અમારી પાડોશમાં રહેતા નલિની-રંજન મહેતાની બદલી પૂના થઇ એટલે તેમણે મકાન ખાલી કર્યું. એ ખાલી મકાન પર મકાન-માલિકે 'ભાડે આપવાનું છે.' એવું પાટિયું લગાવી દીધું. તે વખતે અમને વસવસો લાગવા માંડ્યો કે કોણ જાણે કેવા સ્વભાવના નવા ભાડૂત અમારી પાડોશમાં રહેવા આવશે!

ઘણા વર્ષોના સહવાસથી નલિનીરંજનના કુટુંબ સાથે અમારા કુટુંબનાં બધાં જ માણસોને ઘરોબો થઇ ગયો હતો, કારણ કે દરરોજ બહારથી આવતાં વાર જ અમે એકમેકને 'કેમ શા ખબર છે?

આજે શું જમ્યા?' અને એવી કંઇ કંઇ વાતો કરતા કે પરસ્પર એકબીજાના ઘરની વાનીઓની આપ લે કરતા. અને ખરેખર! નલિનીરંજન મહેતાનું કુટુંબ અમારૂ મનરંજન કરતું જ. એવા પાડોશીનો વિયોગ અમને થોડોક સમય તો ખૂબ સાલ્યો પણ આખરે એ તો પરદેશમાં એવું જ બને એમ ધારી અમે મન વાળી લીધું.

બાળકો પણ પુરૂષો અને સ્ત્રીઓની જેમ પરસ્પર એવાં તો ગાઢ મિત્ર બની ગયાં હતાં કે એકમેક વિના એમને ચાલતું નહિ. ઘડીમાં લડી પડે તો થોડીવાર પછી એ ભૂલી જઇને પાછાં રમવા લાગી જાય. અમને તો જાણે ઠીક પરંતુ કિરણબાલાને તો એની બાલસખી રત્નપ્રભા વિના જરાય ચેન પડતું ન હતું અને તે વારંવાર મને પૂછતી પણ ખરી: 'કાકા! પ્રભા મારી સાથે રમવા ક્યારે આવશે?'

અને જવાબમાં હું તેને કહેતો: 'બહેન! એના બાપાની બદલી થઇ એટલે એ તો તેમની સાથે બહાર ગામ ગઇ. કોઇ દિવસ આપણે એ બધાંને આપણે ઘેર બોલાવીશું ત્યારે તું પેટ ભરીને એની સાથે રમજે. નહિં તો આપણે એમ કરીશું, આ

ઉનાળાની રજામાં પૂના હવાફેર જઇશું ત્યારે તમે બન્ને બ્હેનપણીઓ ખૂબ ખૂબ રમજો.'

અમારા કુટુંબ વચ્ચેનો પરિચય એવો તો ગાઢ બન્યો હતો કે નાટક સિનેમા જોવા જવાનું હોય કે ઉજાણી કરવા જવાનું હોય, અમારાં બન્ને કુટુંબ સાથે જ હોય.

સ્ત્રીઓ પણ એક બીજા સાથે એવી જ ઓતપ્રોત થઇ ગઇ હતી. તેમનાં કપડાંલત્તાં અને બીજી ઘરગથ્થુ ખરીદી માટે એક બીજાને સાથે લીધા સિવાય કદી તેઓ બહાર જતી નહિં.

અમુક જાતની સાડી સુમનબ્હેને લીધી તો સરોજ પણ તેજ જાતની સાડી લાવવાનું પસંદ કરતી. બાળકોને કોઇ કોઇ વાર અમે એકબીજાના કુટુંબને સોંપી સામાજીક ફરજો અદા કરવા માટે ખુશીથી જઇ શકતાં. બાળકો અમને જરાય ત્રાસ ન આપતાં પણ હળીમળીને રમતાં. માંદગીના ગંભીર પ્રસંગે પણ અમારાં કુટુંબો પરસ્પર મદદ કરતાં. આવી રીતે અમારાં મન પરસ્પર મળી ગયાં હતાં એટલે તેમનો વિયોગ અમારા કુટુંબને સાલે એ સ્વાભાવિક જ હતું.

અમારી બીજી બાજુના બંગલામાં પણ એક

કુટુંબ રહેતું હતું ખરૂં. તે જરા વધુ પડતું પૈસાદાર હોવાથી તેમના નાકનાં ટીચકાં હંમેશાં ચડેલાં જ રહેતાં. કદાચ બાળકો એક બીજા સાથે રમવા ભેગાં થતાં તો તરત જ ત્રાડ પાડીને તરૂલતા (અમારા પાડોશીની પત્ની) બાળકોને ધમકાવીને કાઢી મૂકતી.

તરૂલતાના પતિ કનૈયાલાલ તેમના નામ વિરૂદ્ધ કજિયાલાલ જેવા જ હતા. વાની સાથે પણ લડવાને તેઓ તૈયાર રહેતા. આમ એમનું કુટુંબ સુગાળ અને કજિયાખોર સ્વભાવનું હોવાથી તેમની સાથે અમારે બનતુ નહિં. અમને ઘણીવાર વિચાર આવતો કે પાડોશના બંગલામાં પણ એવું જ કોઇ વિચિત્ર સ્વભાવનું નવતર કુટુંબ રહેવા આવ્યું તો આપણો આ બંગલો છોડી બીજે સ્થળે રહેવા ગયા વિના છૂટકો નહિં થાય. અમારો આ વસવસો કંઇક અંશે ખરો પણ પડ્યો.

એક દિવસ સાંજે હું ઘેર આવ્યો ત્યારે મારી પત્નીએ કહ્યું: 'આજે તો આપણા પાડોશનો બંગલો બતાવવા એના માલિક કુંદનલાલ કસોટિયા કોઇકને લઇને આવ્યા હતા. એ લોકો ત્રણ જણ હતાં: એક પુરૂષ, એક સ્ત્રી અને એક જ છોકરી.'

'કેમ ઓળખાણ ઓળખાણ કાઢી ખરીને?' મેં હસતાં હસતાં પૂછયું.

'એમ દૂરથી જોયાથી કાંઇ ઓળખાણ થતી હશે કે!' સરોજે કહ્યું.

'ઠીક ત્યારે, એ લોકો રહેવા આવે ત્યારે તેમની સાથે ઓળખાણ કરજે. પણ એ લોકો કોણ છે તે કંઇ જાણ્યું ખરૂં કે અલ્લાયો?' મેં પૃછયું.

'કુંદનલાલ શેઠ કહેતા હતા કે નલિનીરંજન મહેતા જેવા એ પણ ડૉક્ટર જ છે ને હમણાંજ વિલાયતથી આવ્યા છે અને અહીં પ્રૅકટીસ શરૂ કરવાના છે.' સરોજે કહ્યું.

'ચાલો ત્યારે માંદગીના પ્રસંગે દૂર સુધી ડૉકટરને શોધવા નહિં જવુ પડે.' મેં ટકોર કરી.

'એવું અપશુકનિયાળ શું બોલો છો! માંદગી આવે આપણા દુશ્મનને ઘેર. આપણે ત્યાં શું કરવા માંદગી આવે! તમારી અને મારી માંદગી વખતે આપણને શું ઓછું વીત્યું છે તે પાછી એને સંભારો છો!' સરોજ બોલી ઉઠી.

'પણ એ બધી વાત હવે જવા દે અને મારી થાળી પીરસ. મને તો ખુબ ભુખ લાગી છે.'

મેં કહ્યું.

'હા. આ ચાલી' કહેતી સરોજ રસોડા તરફ ગઇ અને હું દિવાનખાના તરફ ગયો.

જમી પરવારીને દિવાનખાનામાં આરામખુરસી-પર હું પડ્યો હતો ત્યારે મને અનેક જાતના વિચારો આવવા લાગ્યા અને ચિત્રપટની જેમ નલિનીરંજનના કુટુંબની સાથેના અનેક પ્રસંગો સ્મૃતિપટ પર સરવા લાગ્યા.

એક વખત જિનેન્દ્રે અરવિંદનો પતંગ ફાડી નાખ્યો એટલે અરવિંદ રડતો રડતો એની બાને ફરિયાદ કરવા ગયો ત્યારે એની બાએ એને કહ્યું: 'અરે એમાં રડે છે શું કરવા! કાલે તમને બન્નેને નવા પતંગ અપાવીશ.' એમ સુમનબહેનને કહેતાં અમે સાંભળ્યાં હતાં. વળી કોઇકવાર બાળકો બીજાં કારણોસર લડી પડતાં તો તેઓ તેમને સમજાવી પટાવી પાછાં હસતાં રમતાં કરી દેતાં.

એક વખત રત્નપ્રભાએ કિરણની ઢીંગલી પડાવી લીધી તેથી કિરણબાલા મારી પાસે ફરિયાદ લઇને આવી એટલે મેં તેને સમજાવી: 'એમાં બહેન, રડે છે શું કરવા! કાલે તારા માટે નવી ઢીંગલી લાવીશ.'

આમ બાળકોની તકરાર અનેકવાર થતી છતાં અમારાં કુટુંબો એકમેક સાથે કદી ઉંચે સાદે



બોલ્યાં ન હતાં. કારણ કે બાળકો તો લડે પણ ખરાં અને પાછાં ભેગાં થાય પણ ખરાં તેમાં મોટેરાંઓએ શા માટે વઢવાડ કરવી જોઇએ?

બાળકોની તકરારને અંગે મોટેરા એક બાજા સાથે લડે ઝઘડે તો તેમની વચ્ચે જરૂર દુશ્મનાવટ થવાની જ, કારણ કે મોટેરાંનાં મન બાળકો જેવાં નિર્દોષ નથી.

ટુંકમાં કહીએ તો અમને નલિનીરંજનનો પાડોશ પ્રભુના પ્રસાદ જેવો પ્રિય થઇ પડ્યો હતો ત્યારે બીજી બાજુવાળા કનૈયાલાલના સુગાળ અને કજિયાખોર કુટુંબથી અમને અરેરાટી છૂટતી હતી.

જ્યારે નલિનીરંજનનું કુટુંબ અમારી વિદાય લેવા આવ્યું ત્યારે અમારી આંખોનાં આંસુઓ-એ જ એક બીજા સાથે વાતો કરી લીધી, કારણ કે હૈયાં ડુમા વડે ભરાઇ જવાથી શબ્દો જીભે આવતા જ ન હતા.

અમારાં બન્ને કુટુંબને લાગ્યું કે સ્ટેશન પર અમે અમારાં હૈયાં વિદાય વેળા સાચવી નહિં શકીએ તો લોકોના મનને તમાશો જોવાનો થશે. તેથી અમે સ્ટેશને જવાનો વિચાર માંડી વાળ્યો અને આંસુભરી આંખે તેમની મોટર જતી જોઇ રહ્યાં!

કિરણબાળાને તો ખૂબ જ આઘાત લાગ્યો હતો અને જિનેન્દ્ર પણ ઓશીયાળા જેવો થઇને વીલે મોંએ ફરતો હતો. બન્ને ભાઇબહેન એકબીજા સાથે રમવાનું પણ ભૂલી ગયાં હતાં! એવું હતું એમને એમના બાલસાથીઓના વિયોગનું દુ:ખ!

તે દિવસે સાંજે મારી પાસે બન્ને બાળકો આવ્યાં અને મને કહેવા લાગ્યાં: ‘કાકા, નલિની-

રંજનકાકાની બદલી થઇ તેમાં અરવિંદ અને રત્ન-
પ્રભાએ પણ શા માટે જવું જોઇએ? જેની બદલી
થાય તે એકલા કેમ ન જાય?'

મને બાળકોના આ પ્રશ્નથી હસવું આવ્યું
અને તેમને મારે શો ઉત્તર આપવો તે થોડીવાર
સુધી સુઝયો જ નહિં. બાળકોનું મન મનાવવા કંઇક
તો કહેવું જ જોઇએ એ વિચાર આવતાં જ મેં કહ્યું :
'કિરણ! તું રત્નપ્રભા સાથે લડતી હતી ને?
અને જિનેન્દ્ર તારે અરવિંદ સાથે તો રોજ તકરાર
થતી હતી ને? તેથી રંજનકાકા તેમની બદલી
થવાથી ગયા અને અરવિંદ ને રત્નપ્રભા તમે
તેમની સાથે લડતાં હતાં તેથી ગયાં. કાલે તેં
રત્નપ્રભાનું બક્કલ પડાવી લીધું ન હતું? એટલે
તે તારી સાથે રિસાઇ....'

અને એ સાંભળતાં જ કિરણની આંખમાં આંસુ
ભરાઇ આવ્યાં અને એ રડી પડી ને મને બાઝી
પડી. થોડીવારે એ બોલી: 'ખરેખર!' અને રડતાં
રડતાં ઉમેર્યું, 'કાકા, હું હવે કદીપણ રત્નપ્રભા
સાથે લડીશ નહિં. તમે એને બોલાવી લાવોને.
એને જે જોઇતું હશે તે હું આપીશ, મારી ઢીંગલી,
બક્કલ અને બધું જ આપીશ. તો કહો તમે એને

બોલાવી લાવશો ને ?'



અને બહેનને આમ આત્મત્યાગ કરતી સાંભળીને જિનેન્દ્ર પણ બોલી ઊઠયો: 'કાકા, મારાં બૉલ બૅટ અને ભમરડા બધું હું પણ અરવિંદને આપી દઇશ. હવે તો બોલો તમે ક્યારે એ લોકો ને બોલાવી લાવશો ?'

આમ ને આમ તંદ્રાવશ હું કેટલીયે વાર આરામ ખુરશીમાં પડી રહ્યો હોઇશ. જરા સ્વસ્થ થઇને બેઠો પણ........

થોડીવાર પછી હું પાછો વિચારે ચઢી ગયો. પાડોશના સુંવાળા લોકોના જેવાજ નવા પાડોશી આવશે તો અમને તો જાણે ઠીક, પણ બાળકોને તો નહિં જ ગમે. એ લોક કોણ હશે, કેવા સ્વભાવના હશે, ભલે એ પ્રેમાળ ન હોય પણ કજિયાખોર ન હોય તો ભગવાનનો મોટો પાડ!

બાળકોને એક બીજા સાથે મિત્રતા બંધાઇ જાય એમ હું મારા અંતરથી ઇચ્છવા લાગ્યો. પણ પાછો વળી વિચાર આવ્યો: કદાચ એ ડૉકટર સુધરેલા છે એટલે એમને ઘેર ગમે તેવાં ખાનપાન ચાલતાં હશે તો મારાં બાળકોને તેમનાં બાળક પાસેથી સંગતિદોષ તો નહિં લાગે ને!

અને આમ વિચારવશ હું કદાચ નિદ્રાવશ થઇ જાત પરંતુ એટલામાં સરોજ રસોડામાંથી પરવારીને દિવાનખાનામાં આવી અને એણે અંધારૂં જોઇને બૂમ મારી: 'કેમ સમી સાંજથી જ ઝોકાં આવવા લાગ્યાં?' અને એણે બત્તીની ચાંપ દાબી એટલે દિવાનખાનામાં પ્રકાશ પથરાઇ ગયો.

પછી પાનના ડબામાંથી પાન કાઢી તેનાપર ચુનો ચોપડતાં એ બોલી: 'કેમ તમે આજે સુનમુન થઇને બેસી રહ્યા છો? રેડિયો વગાડીને નહિં તો

તમે સમાચાર સાંભળતા હો તેને બદલે આમ સુસ્ત કેમ લાગો છો! શરીર તો સારૂં છે ને?'

'હા, હા. તદ્દન સારૂં. એ તો જરા વિચારમાં પડ્યો હતો.' મેં સ્વસ્થ થતાં હાથ લંબાવી પાન લેતાં કહ્યું.

એટલે એણે નિરાંતનો દમ લીધો અને પછી હિંચકે બેસતી બોલી: 'તમે ગમે તેમ કહો પણ આ કનૈયાલાલના કુટુંબથી તો બાપ, ભારે તોબા! સુમનબહેનના કુટુંબ જેવું પ્રેમાળ કુટુંબ તો હવે આપણે કદી જોઇ શકીશું નહિં. કોણ જાણે કેવા સ્વભાવનાં નવાં ભાડૂત આવશે! કનૈયાલાલ જેવા તો પાડોશનો બંગલો ખાલી કરી જાય તોય નિરાંત વળે! અને જુઓને નાકા પરના છેલ્લા બંગલામાં પેલા પશાભાઇ રહે છે તેનાં છોકરાં કેવાં બદમાશ છે! અત્યારથી ઘરમાંથી છાનુછપનુ ઉઠાવી જઇને નાટક સિનેમા જોવા કે ચૉકલેટ પીપર-મીંટ ખાવાનું શીખ્યાં છે. એવાં વંઠેલ છોકરાંની સોબત આપણાં છોકરાંને નહિં લાગવી જોઇએ.'

આમ એણે આસપાસનાં અનેક કુટુંબનાં બાળકોનાં સારાં માઠાં વર્તનનું વર્ણન કર્યું.

'પણ તું એમ શા માટે નવા ભાડૂત કેવા

હશે કે કેવા નહિં તેની ફિકર ચિંતા કરીને ગભરાય છે? એ નવા ભાડૂત પ્રેમાળ સ્વભાવના કેમ ન હોય! તું કેમ એવું વિચારતી નથી કે એમની છોકરી ડાહીડમરી અને આપણાંબાળકો સાથે હળી-મળી જાય એવી ન હોય! આપ ભલા તો જગ ભલા એ કહેવત તું કેમ ભૂલી જાય છે!'

'તમે તો હંમેશ એમજ કહેવાના.' એ બોલી.

'ઠીક ત્યારે, બીજું થાય પણ શું? પડશે તેવા દેવાશે.' મેં આશ્વાસન આપતાં કહ્યું:

અને થોડા જ દિવસ પછી નવા ભાડૂત મકાન-માં રહેવા આવ્યાની ખુશખબર મને સંભળાવતી સરોજ બોલી: 'સાંભળો છો કે? આપણી પડોશમાં તો મનુભાઇ મહેતા નામના ડૉકટર રહેવા આવ્યા છે.'

'હંઅઅઅ! નામ પરથી તો વાણિયા લાગે છે. ત્યારે તો આપણે આપ લેનો વહેવાર ચાલી શકશે.' મેં કહ્યું.

અને બીજેજ દિવસે સવારના અમારી ખાત્રી થઇ કે મનુભાઇ મહેતા અમારા જેવા જ જૈનભાઇ હતા. અમને લાગ્યુ કે પાડોશ તો સારો આવ્યો. એ વાતની ખબર લાવનાર પણ સરોજ હતી. એણે

કહ્યું: 'આપણા સૂરતના પેલા મદનલાલ છે ને તેનાં વહુ અને મનુભાઇનાં વહુ બન્ને તો સગી બહેનો થાય છે.' અને એ સાંભળતા જ મારી ખાત્રી થઇ કે એ ડૅાકટર અમારા સ્વધર્મી બંધુ છે જ.

એ ડૅાકટરને નવ દશ વરસની એક દીકરી અને ચાર પાંચ વરસનો દીકરો હતો. એટલે અમને લાગ્યું કે ડૅાકટરને ઝાઝાં કચ્ચાં બચ્ચાંની જંજાળ નથી, એટલે અમારાં બાળકો એમના સમવયસ્ક બાળકોની સંગતથી બગડશે! એવી જે શંકા હતી તે પણ નિર્મૂળ થઇ. ગમે તેમ હો પણ ડૅાકટરનો પાડોશ આપણને ત્રાસદાયક તો નહિં જ બને એવી અમારી ખાત્રી થઇ.

ડૅાકટર મહેતાના પાડોશથી અમને પણ ગમશે એવું અમને લાગ્યું. મારા મનને તો એમ સુદ્ધાં થયું કે બાળસ્વભાવનો પરિચય કરી મારા માનસ-શાસ્ત્રના અભ્યાસને પણ કાંઇક વેગ મળશે. મારાં બાળકો સાથે એ બાળકો રમશે ત્યારે તેમના સ્વભાવનો અભ્યાસ કરવાની મને તક મળશે એ વિચારે મને આનંદ પણ થયો. તેથી તેજ સાંજે જ્યારે ડૅાકટરની દીકરી લીલી એના નાના ભાઇ જયંતને તેડીને અમારે ત્યાં રમવા આવી ત્યારે

મારૂં હૈયું હસી ઉઠયું.

કેટલાક લોકો નાનાં બાળકોની સાથે બાળકોની જેમ વર્તતા નથી પણ પોતાનો ભાર વક્કર સાચવવાનો ઢોંગ કરે છે. આમ કરવાથી તેમનાં અને તેમનાં બાળકોનાં મન પરસ્પર મળી શકતાં નથી. ભલેને બાળકો એવા માણસના ધાકથી આજ્ઞાંકિત અને ડાહ્યાડમરાં થઇને ફરે પણ એ ધાકને સ્થાને જો પ્રેમ હોય તો બાળકોનાં હૃદય પણ પુલકિત બને અને તેમને જુદાપણુ ન લાગે!

બીજે દિવસે સવારે કિરણબાળા પોતાના અભ્યાસ ખંડમાં વાંચતી બેઠી હતી ત્યાં પેલી લીલી આવી લાગી અને કિરણના હાથમાંની ચોપડી પોતાના હાથમાં ખેંચી લેતાં બોલી: 'ઓ હો! તમારી નિશાળમાં પણ 'સાહિત્ય કલ્લોલ' ચાલે છે ને શું? અમારી શાળામાં પણ એ જ પુસ્તક ચાલે છે. ત્યારે તો મારે હવે નવી ચોપડી લેવાની જરૂર નહિં પડે.'

'લીલી, તું કઇ નિશાળે જાય છે?' કિરણે પૂછયું.

'અમારા ગામમાં ફક્ત એક જ નિશાળ છે. તે નિશાળે હું દરરોજ જતી હતી. હું અંગ્રેજી

પહેલી ચોપડી ભણું છું. ત્યાં વર્ગમાં મારો નંબર નવમો હતો. અમારી મહેતીને તેં કદી જોઇ છે ?



અમે એને લંગડી મહેતી કહેતાં હતાં.' અને એમ કહેતાં કહેતાં એ ખૂબ હસી.

'અરે! એવું તે કદી નામ હોય ખરું?' કિરણે પૂછ્યું.

'હંઅઅઅ! એ કાંઇ અમારી મહેતીનું ખરું નામ નથી. એનું નામ તો છે ઇંદિરા. પણ એ જ્યારે ચાલે છે ત્યારે વકટલેન કરતી ચાલે છે એટલે અમારે ત્યાંની બધી છોકરીઓ તેને લંગડી

મહેતીના નામથી જ ઓળખે છે.'

'આપણી મહેતીનાં તે એવાં ખરાબ નામ પડાતાં હશે ખરાં કે? એ તો બહુજ ખરાબ કહેવાય!'

'ઓહો! એ મહેતી એકલીનું જ ક્યાં અમે નામ પાડયું છે! બીજી એક લાંબી લચ છે તેને અમે લાંબી મહેતી કહીએ છીએ. અમારી શાળામાં ચિત્ર શિક્ષક તરિકે એક મરાઠી બાઇ છે તેને અમે મોટર મહેતી કહીએ છીએ, કારણ કે તેનું શરીર મોટરના જેવું મોટું અને રંગે કાળું કાળું છે.'

હું બન્ને બાળાઓની વાત સાંભળતો હતો અને મને બાળસ્વભાવ જાણવાની રમૂજ પડતી હતી. એવામાં લીલીનું ધ્યાન મારા તરફ ગયું અને તેણે મને પૂછયું: 'આ લીલીના ડૉક્ટર તો તમેજ ને? ત્યારે તમારૂં દવાખાનું ક્યાં છે? મને બતાવશો ને? કહો ત્યારે મને ક્યારે લઇ જશો?'

આમ લાંબી પ્રશ્નમાળા રજૂ થઇ તેનો ઉત્તર આપતાં હું બોલ્યો: 'બહેન! હું કાંઇ ડૉક્ટર નથી અને આ મારી દીકરીનું નામ લીલી નથી. તેનું નામ તો કિરણ છે.'

'અચ્છા ત્યારે, તમે ડૉક્ટર નથી તો કિરણ-

બાલાના તમે શું થાવ?' લીલીએ પૂછ્યું.

'એ તો મારા કાકા થાય.' હું જવાબ આપુ તે પહેલાં કિરણુ બોલી ઊઠી.

'અને તારી બા ક્યાં છે?'

'રસોડામાં રસોઇ કરે છે. હું તેને બા કહું છું.'

'તે કિરણુ, તને તારી બા તારા કાકાના ઓરડામાં ને દવાખાનામાં જવા દે છે ખરી કે?'

આમ લીલીનો વાતોડિયો સ્વભાવ મને ખૂબ ગમ્યો. એના પ્રશ્ન તદ્દન સાદા પણુ એની બોલી કેવી મીઠી! એમ દેખાવમાં તો લીલી તોફાની લાગે છે, કારણુ કે એનાં કપડાં અને વાળ તદ્દન અસ્તવ્યસ્ત હતા પણુ એનો નિર્દોષ ચહેરો અને તેમાં દેખાતી રમતિયાળ આંખો મને ભાવભર્યાં લાગ્યાં અને તેથી મને લીલી ખૂબ જ ગમી ગઇ.

લીલી અને કિરણુની વાતો આમ ક્યાંયે સુધી લંબાયે જાત પણુ એટલામાં લીલીની બાએ એકાએક બૂમ મારી: 'લીલી! ત્યાં કેમ ગઇ છે? ચાલ આવતી રહે અહિંયાં વહેલી વહેલી.'

અને લીલી એની બાની ત્રાડ સાંભળતાં જ કાવરી–બાવરી બની ગઇ. એના ચહેરા પરની લાલી ઊડી ગઇ અને એનો ચહેરો પડી ગયો.

આપણો પાળેલો કૂતરો આપણા હાથમાં સોટી જોતાં જ થરથરી જાય અને બે પગ વચ્ચે પૂંછડી ઘાલી દે અને તરત જ પોતાની જગ્યા પર જઇને ઓશિયાળો ચહેરો કરી ડાહ્યોડમરો બની બેસી જાય તેવી જ રીતે લીલી પણ પોતાની બાની આજ્ઞા સાંભળતાં જ થથરી ગઇ અને તરત જ એણે ત્યાંથી ચાલતી પકડી.

એની ચાલમાં ન હતો ઉત્સાહ કે ન હતો ઉમંગ! પણ ચાવી આપેલી પુતળી જેમ ચાલે તેમ એની ચાલ હતી! લીલીને જતી વખતે એટલું પણ ભાન ન રહ્યું કે એનો નાનો ભાઇ જયંત પણ એની સાથે જ આવ્યો હતો અને તેને જો એની બા નહિં જુએ તો નક્કી લીલીને મહાપ્રસાદી મળવાની જ! પણ કિરણ ચકોર હતી અને તેથી એણે દૂર રમતા જયંતને બોલાવી લીધો અને એને ઘેર મૂકી આવી.

આમ ને આમ મેં જોયું તો દસ પંદર વખત પૂનરાવર્તન થયું એટલે મને લાગ્યું કે આ તો લીલીની સ્વતંત્રતા પર મોટી તરાપ છે!

પણ લીલી માથાની ફરેલ હતી એટલે લાગ મળે કે તરતજ એની બાની નજર ચૂકવીને અમારે

ત્યાં દોડી આવતી. તેના વાતોડિયા સ્વભાવ પ્રમાણે રમુજી વાતો કરી અમને સહુને ખૂબ આનંદ આપતી. પણ એટલામાં જ જેવી લીલીની ગેરહાજરીની ગંધ એની બાને ગઇ કે તરત જ એજ ત્રાડ! આવી સુશીલ અને શાંત પણ રમુજી અને વાતોડિયણ છોકરીને એની બા આટલા બધા સખત ધાકમાં રાખે એ મને તો તદ્દન ક્રુર લાગ્યું.

કિરણને સંગીતનો શોખ લાગ્યો હતો અને એનું ગળું પણ મધુરૂં હતું એટલે મેં એને માટે એક સંગીત શિક્ષક રોકયો હતો. તે દરરોજ એક કલાક આવતો અને નવી નવી તરજો દીલરૂબા પર વગાડતાં કિરણને શીખવતો. કિરણ દરરોજ સાંજે એને શીખવેલી નવી નવી ગતો દીલરૂબા પર બજાવતી અને તૈયાર કરતી. પણ એમ એકલાં એકલાં કાંઇ આનંદનાં ભોક્તા થવાય કે! અને તેથી એણે એક વખત લીલીને કહ્યું હતું કે 'લીલી! તું રોજ સાંજે મારે ત્યાં આવતી હોય તો કેવું સારૂ! હું તને રોજ દીલરૂબા સંભળાવું.'

'પણ બા આવવા દે ત્યારે ને!' લીલી કહેતી અને જયારે પણ એને મોકો મળતો ત્યારે એ અચૂક અમારે ત્યાં આવતી અને બન્ને સખીઓ

સંગીતની મોજ માણતી.

શાળામાં કાંઇક ઉત્સવ થવાનો હશે અને તેથી તેમાં મનોરંજન માટે રાસ, ગરબા, સંગીત, રમતગમતો વગેરેનો કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો. કિરણ કાર્યક્રમને સફળ બનાવવા માટે દરરોજ તૈયારી કરતી હતી.

એની શાળામાં લીલી નવી જ દાખલ થએલી હતી એટલે લીલીને એમની શિક્ષીકા બરાબર ઓળખતી ન હતી તેથી એને કોઇ પણ જાતના કાર્યક્રમમાં ભાગ આપ્યો ન હતો. લીલી આથી નિરાશ થઇ હતી. એણે કિરણને પોતાની આ વાત ખુલ્લા દિલથી કરી હતી એટલે કિરણે શિક્ષીકાને કહીને લીલીને દોરડાં કુદવાની હરિફાઇમાં રાખી હતી. કિરણે શિક્ષીકાને કહીને ત્રણપગી દોડ માટે લીલીને પોતાના સાથી તરીકે પસંદ કરી હતી અને તેથી દરરોજ સાંજે બંગલાના કમ્પાઉન્ડમાં બન્ને સખીઓ કૂદવાની અને ત્રણપગી દોડની પ્રૅક્ટીસ કરતી હતી.

એક સાંજે લીલી ન દેખાઇ એટલે કિરણે થોડીક રાહ જોઇ. પછી એ લીલીને તેડવા એને બંગલે ગઇ અને કહ્યું: 'કાકી! લીલીને મારે ત્યાં મોકલોને. અમારે ત્રણપગી દોડની અને દોરડાં

કૂદવાની પ્રૅક્ટીસ કરવાની છે.'

'કિરણ, એમ હેડંબાની જેમ કૂદાકૂદ કરવાનો માટે હું લીલીને રજા આપવાની નથી.' એની બાએ કહ્યું.

અને કિરણ પાછી આવી. પણ થોડા વખત પછી એ ફરીવાર ગઇ અને એણે વિનંતિ કરી:



'પણ કાકી! અમારી બહેને (શિક્ષીકાએ) અમારી જોડી પસંદ કરી છે તેનું શું? તમે લીલીને મોકલો.' કિરણે આગ્રહ કર્યો.

'કિરણ, લીલીને આવવા હું ના પાડતી નથી. પણ આજે બપોરથી લીલીના પેટમાં સખત દુ:ખે છે એટલે તે દોરડાં કુદવા નહિં આવી શકે.' લીલીની બાએ ખોટું બહાનું બતાવ્યું.

અંદરના ઓરડામાં બેઠેલી લીલીએ જ્યારે

એ સાંભળ્યું ત્યારે એના દિલમાં કૈં નું કૈં થઈ ગયું પણ એ શું કરી શકે?

પણ બે ત્રણ દિવસ એવી રીતે લીલીની ગેરહાજરી દર્શાવતા વીતી ગયા ત્યાં તો એક સાંજે લીલી દોડતી દોડતી અમારે બંગલે આવી પહોંચી. એના ગળામાંથી સુંદર સ્વરથી 'મઘ મઘ કરતો મોગરો રે, એનાં ડાલા જેવડાં ફૂલ!' નું ગીત ધીમું ધીમું નીકળતું હતું. એ મધુર સ્વર સાંભળીને સરોજ બોલી ઊઠી: 'કેવું સુંદર ગળું છે આ લીલીનું!'

મને પણ લાગ્યું કે લીલીનું ગળું ખરેખર સુંદર હતું. અમે બધાએ લીલીના રાગનાં વખાણ કર્યાં ત્યારે લીલી શરમાઇ ગઇ. થોડીવાર પછી બન્ને બહેનપણીઓ એમની પ્રૅક્ટીસ કરવાને બાગમાં ગઇ. એટલામાંજ પેલી ભયંકર ત્રાડ સંભળાઇ અને લીલીને જવાની ફરજ પડી!

અને રાત્રે જ્યારે કિરણે અમને ખબર આપી કે લીલીની કાનપટ્ટી ઝાલીને એની બાએ એના ગાલ પર બે ચાર લપ્પડ ફડાફડ ચોડી દીધી છે ત્યારે મને ખૂબજ અફસોસ થયો કે આવી દયાહીન સ્રીને પેટે જન્મ લેવાને બદલે કોઇ અન્ય પ્રેમાળ

સ્રીને પેટે લીલીએ જન્મ લીધો હોત તો એ ખરે જ ખીલી ઊઠત!

રવિવારની રજા એટલે બાળકોનો આઝાદી દિન. તે દિવસે બાળકો કિલ્લોલ કરે, નાચે, કૂદે, ગાય કે ગમ્મત કરે. કિરણને પણ રજાના દિવસે રમવું ખૂબ ગમતું અને અમે તેને આવી રીતે રમતાં કદી રોકતા નહિ. જ્યારે એને જરૂર પડતી, ત્યારે એને માટે રમવાનાં સાધન લાવી આપતા, પણ એમ એક હાથે તાળી ન પડે, તેમ એકલા એકલા રમવામાં કિરણને મઝા ન જ આવે એ સ્વાભાવિક છે. રત્નપ્રભા હતી ત્યાં સુધી તો કિરણની રમતમાં રત્નપ્રભા ભાગ લેતી હતી તેથી એને ગમતું હતું. પણ રત્નપ્રભાના ગયા પછી કિરણને એકલું એકલું લાગતું હતું.

લીલી આવી ત્યારે કિરણને એની રમતની ભાગિયણ મળી ગઇ અને તેથી દર રવિવારે એ બન્ને બાળાઓ બાગમાં રમતો રમ્યા કરતી. એવા એક રવિવારે કિરણે લીલીને બોલાવી અને લીલી રમવા આવી પણ ખરી. પાંચ સાત મિનિટ માંડ થઇ હશે ત્યાં એની બાની ત્રાડ સંભળાઇ: 'લીલી! જલદી ઘેર આવ.' આ આજ્ઞા સાંભળતાં જ લીલીની

આંખમાં આંસુ આવી ગયાં. એ જોઇને કિરણની બાથી ન રહેવાયું એટલે એ બોલી :

'વસુમતી બહેન! તમારી લીલી મારી કિરણ સાથે રમે છે. ભલેને એ થોડીવાર રમતી.'

'ના, બા! એવાં ખોટાં લાડ કરાવવાં આપણને ન પાલવે! એ લીલી તો એવી બદમાશ છે કે



તમારી દીકરીથી દૂર રહે તે જ સારું. ચાલ લીલી! આવતી રહે.' વસુમતી છણકો કરતાં બોલી.

લીલીને માટે એની બાનો આવો ખરાબ અભિપ્રાય શાથી બંધાયો હશે એ અમારા બન્ને માટે એક કોયડો હતો. હા, એ ખૂબ વાચાળ અને રમતિયાળ હતી એ વાત ખરી પણ એવા વાચાળ-પણાને એની બા શા માટે તિરસ્કારતી હશે?

એની બા કહે છે કે લીલીને તો દૂરથી જ નવ ગજના નમસ્કાર કરવા જોઇએ, એનું શું કારણ હશે? એ પ્રશ્ન પણ મારા મનમાં ઘણીવાર ઘોળાતો અને હું વિચાર કરતો કે લીલીમાં અમે તો અત્યાર સુધી કોઇ જાતની બદમાશી જોઇ નથી! પણ પછી મારી ખાત્રી થઇ કે વડીલપણાનો દાવો કરી બાળકોને ધાકધમકી આપવામાં માનનાર જે વર્ગ છે, તે પુરાણા વર્ગમાં માનનારી અને તેને ચુસ્તપણે વળગી રહેનારી લીલીની બા હોવી જોઇએ. ડૉકટર પોતે તો ખૂબજ સુધરેલા વિચારના હતા, પરંતુ એમની પત્નીએ લીલીની વિરૂદ્ધ અનેક પ્રકારની ફરિયાદો કરીને એમના મનમાં પણ એમ ઠસાવી દીધું હતું કે લીલી તોફાની છે અને તેથી એને ખૂબ ધાકધમકીમાં રાખવી જોઇએ. ડૉકટરને પોતાના ધંધામાંથી એવી નવરાશ મળતી ન હતી કે જેથી તેઓ લીલીનું વર્તન એની બાના

કહ્યા પ્રમાણે છે કે કેમ તે જાણી શકે!

સરોજ ઘણી વાર મને કહેતી કે: 'જુઓ ને આ ગરીબ બિચારી લીલી કેવી કસાઇવાડે જેમ ગાય બંધાય તેમ કઠોર કાળજાની માતાને પાલે પડી છે!'

'પણ એમાં આપણે શું કરી શકીએ!' એમ હું કહેતો. 'લીલીની જવાબદારી એનાં માતાપિતા પર છે. આપણા પર થોડી છે કંઇ? હા, જો મારી પાસે એને મૂકવામાં આવે તો હું જરૂર એના ગુણો ખીલવું અને એને આદર્શ બાળક બનાવું. પણ શું થાય?'

એક દિવસે સાંજે હું ઘેર આવ્યો ત્યારે સરોજ મને કહે: 'સાંભળો છો કે? આજે ડૉક્ટર-નાં વહુ વસુમતી બહેન આપણે ત્યાં બપોરે બેસવા આવ્યાં હતાં.'

મેં પૂછ્યું: 'તે પછી તમારી વચ્ચે શી શી વાતચીત થઇ તે તો કહે.'

'એ તો મને એમ કહેવા આવ્યાં હતાં કે 'લીલી ખૂબ જ તોફાની અને બહુબોલી છે તેથી તેને તમારે ત્યાં આવવા ન દેતાં, નહિં તો તમારી કિરણ પણ એની સોબતમાં વંઠી જશે.' મને

મનમાં હસવું આવી ગયું.' એણે કહ્યું.

'પણ આવી રીતે લીલી પર પ્રતિબંધ મૂકવા-નું કાંઈક કારણ તો એમણે કહ્યું હશે ને? તેં પૂછી જોયું હશે ને કે એવું તે લીલીએ શું કર્યું છે જે તમે એને પુષ્કળ ધાકમાં રાખો છો.' મેં કહ્યું.

'મેં એમ પૂછી જોયું ત્યારે મને એ કહે: 'તમે જોતાં નથી એ કેવી છાનીમાની તમારે ત્યાં દોડી આવે છે! એ જ્યાં જાય છે ત્યાં જરૂર કાંઈ ને કાંઈ ઉપાધિ કરવાની જ એવી મારી ખાત્રી છે. એ શું કહશે ને શું નહિ તે કદી પણ કહી ન શકાય. એ બોલે છે તો કાલુઘેલુ અને આપ-ણને લાગે કે છોકરી છે તો ડાહી. પણ એને લાડ કરીને જ્યાં તમારી પાંખમાં લીધી કે જોઈ લ્યો એનાં પરાક્રમ! એની જન્મકુંડલીમાં એવા જ ગ્રહો પડ્યા છે કે એને ઉત્પાતિયા સ્વભાવની બનાવે એમ જગન્નાથ જોશી કહેતા હતા. હું તમને શી વાત કરૂં! એણે એક દિવસ એવું પરાક્રમ કર્યું હતું કે ન પૂછો વાત!' એટલે મારી જિજ્ઞાસા સતેજ થઈ અને મેં કહ્યું: 'તમે એ બધી વાત તો મને કહો.'

'એ બોલી: અમારી લીલી એક દિવસ દવાખાને

ગઇ હતી ત્યારે એના બાપાને કોઇના દાંત પાડતાં જોયા હતા. પછી તો એણે છાનામાના દાંત પાડવાનું હથિયાર દવાખાનામાંથી તફડાવ્યું અને બીજે જ દિવસે એણે કૂતરાના દાંત પાડવાનો પ્રયોગ કરવાનું નક્કી કર્યું. એ ચીપિયા વતી ઊંઘતા કૂતરાનો દાંત પકડીને જ્યાં ખેંચવા ગઇ ત્યાં જ કૂતરાએ ડફ દઇને એના હાથે બચકું ભર્યું. લીલીએ ચીસ પાડી ત્યારે હું દોડી ગઇ તો મેં જોયું કે લીલીનો હાથ લોહીથી દદડતો હતો. મેં ઘરમાંથી ટીંક્ચર બેન્ઝૉઇન લઇને તેનું પૂમડું મૂક્યું ત્યારે માંડ માંડ લોહી બંધ થયું. એના બાપા જ્યારે ઘેર આવ્યા ને મેં એમને વાત કરી ત્યારે એમણે કૂતરાનું ઝેર ન ચડે તેટલા માટે લીલીને કંઇ કેટલાં યે ઇંજેકશનો મૂક્યાં! હવે તમને ખબર પડી ને કે હું શા માટે એને તમારે ત્યાં આવવા દેતી નથી.' મને પણ લાગ્યું કે લીલીની બાની વાત તો ખરી લાગે છે.' એણે લંબાણથી વિવેચન કર્યું.

મને ડૉક્ટર પત્નીની વાત પરથી વિચાર આવવા લાગ્યો કે લીલીએ પોતાના બાપનું અનુકરણ કર્યું તે સિવાય એણે બીજું શું કર્યું? અણસમજમાં એણે ભૂલ કરી તેથી કાંઇ હંમેશાં એના

પર ધાક રાખ્યા કરાય! સામાન્ય રીતે વડીલોને જે કરતાં જોવામાં આવે તે પ્રમાણે તેમનાં બાળકો તેમનું અનુકરણ કરે છે. દરજીનાં બાળકો સોય કાતરથી રમતાં શીખે અને મોચીનાં રાંપી ને પથરા રમતાં શીખે. હજામભાઇનાં બાળકો કાતર અસ્ત્રાથી રમતાં શીખે. બાળકોની સાહજીક વૃત્તિ જ વડીલોનું અનુકરણ કરવાની છે અને તેથી વડીલોએ પોતાનું કેટલુંક વર્તન જે બાળકોને અનુકરણીય ન હોય તે તેમના દેખતાં કરવું ન જ જોઇએ. માતા પોતાના બાળકને રમાડતી કે લાડ કરાવતી હોય અને એ ક્રિયા બીજું બાળક જુએ તો સ્વાભાવિક રીતેજ એ પોતાનાં ઢીંગલા ઢીંગલીને એવી જ રીતે લાડ લડાવવાની રમત શીખે જ. એમાં બિલકૂલ નવાઇ પામવા જેવું શું છે! બાળકોની આવી સાહજીક વૃત્તિને ધાકધમકીથી દબાવવાને બદલે તેને યોગ્ય રસ્તે વાળવામાં આવે તો જ તેના વડીલોનું વડીલપણું સાર્થક થયું ગણાય. પણ આ બધું ડૉકટર અને ડૉકટર પત્નીને કોણ સમજાવે!

લીલીનો ઉત્પાતિયો સ્વભાવ ડૉકટર મહેતા કે તેમની પત્નીના પ્રયાસથી દબાય ખરો કે? જેવી

રીતે નક્કર જમીન પર પછાડેલો રબ્બરનો દડો પાછો ઉછળે છે તેમ દબાવેલી વૃત્તિ પણ પ્રત્યાઘાત પામીને વધુ ઉછળે છે, એવા વિચારમાં હું પડી રહ્યો હતો ત્યાં મારી પત્ની ગાભરી ગાભરી મારા ઓરડામાં ધસી આવી અને મને કહેવા લાગી:

'અરે, આપણો ચાવીનો ઝુમખો લઇને જરા ડૉક્ટરને ત્યાં ચાલો તો જલદી.'

'પણ છે શું તે તો કહે.'

'વસુમતી બહેનને કોઇ બદમાશે તેમના ઓરડામાં પૂરી દીધાં છે અને વસુમતી બહેન બરાડા પાડે છે.'

'પણ તે ઓરડામાં પૂરાયાં શી રીતે?'

'તે તો જાણે મારી બલારાત!'

આમ વાદવિવાદ કરવા કરતાં ડૉક્ટર પત્નીનો તેમના કારાવાસમાંથી છૂટકો કરવાની વધુ અગત્ય છે એમ સમજીને હું પેટીમાંથી ચાવીનો મોટો ઝુમખો કાઢીને ડૉક્ટરને ઘેર ગયો. અંધારૂ થઇ ગયું હતું અને પરામાં રસ્તાપર તો સામાન્ય રીતે અંધારૂ જ હોય છે એટલે મારી પત્નીએ બૅટરી લીધી અને અમે બન્નેએ જુદી જુદી ચાવીઓ

લગાડીને ડૉકટરની પત્નીના ઓરડાનું તાળું ખોલવા પ્રયત્ન કર્યો, પણ એકે ચાવી લાગી નહિ અને અમને નિરાશા થઇ. એવામાં ડૉકટર આવી પહોંચ્યા અને તેમણે તાળું જોઇને તરતજ કહ્યું:

'અરે ભલા માણુસ ! એ તાળું કોઇ સામાન્ય ચાવીથી ખૂલે તેવું નથી. મેં એ તાળું પૅરિસથી લીધું છે. તેની ચાવી એકજ છે. ચાલો, હું અંદર જઇને ચાવી શોધી લાવું.'

ડૉકટર અંદર ગયા અને આમતેમ ખાંખા-ખોળા કરવા લાગ્યા, પણ ઘણીવાર બને છે તેમ ધારેલી વસ્તુ જેમ જેમ શોધીએ તેમ તેમ તે આપણી દૃષ્ટિએ જ ન ચડે, તેમ ડૉકટરને ચાવી મળી નહિ એટલે પરસેવો લુછતા તે બહાર આવ્યા અને અમને કહ્યું: 'હવે આ તાળું ખોલવું શી રીતે ?'

અંદરથી વસુમતી બ્હેનના બૂમબરાડા અને ધમપછાડા ચાલુ હતા. એવામાં એકાએક એમણે એવી તો કારમી ચીસ પાડી કે અમે સહુ ગભરાઇ ગયા. ડૉકટર પત્નીએ 'ઓ મારી મારે ! મરી ગઇ રે !' એમ બીજીવાર ચીસ પાડી અને અમને એમ લાગ્યું કે નક્કી ડૉકટર પત્નીને સાપ કે

વિંછી કરડ્યો હોવો જોઇએ !

મને લાગ્યું કે હવે અધિક સમય ખોવો તે ઠીક નહિં એટલે મેં સાણુસીનો દાંડો તાળામાં ભેરવીને તેને એવો તો જોરથી આચકો માર્યો કે તાળુ તૂટી ગયું. એટલે તરત જ સાંકળ ખોલીને અમે સહુ અંદર ધસી ગયા. ત્યાં તો બારણુ ખૂલતાં જ વસુમતી બહેન બહાર ધસી આવ્યાં. તેમના ભરાવદાર શરીરના ધક્કાથી સરોજ માંડ પડતી બચી. પછી અમે બધા ડૉક્ટરના દિવાન-ખાનામાં ગયા અને વિચાર કરવા લાગ્યા કે 'તાળુ લગાવ્યું કોણે?'

ડૉક્ટર કહે: 'કદાચ કામવાળી તાળુ મારી ગઇ હશે! એમ ધારીને કે ઘરમાં કોઇ નથી તેથી સૂનુ ઘર મૂક્યું ઠીક નહિં.'

પણ આમ તાળુ બંધ કરવાનું આળ કામ-વાળી બાઇપર આવતું જોઇને લીલીથી શાંત રહે-વાયું નહિં અને તે બીતાં બીતાં બોલી: 'મેં તાળુ માર્યું હતું, ખુરશી પર ચઢીને.'

એ ખુલાસો સાંભળતાં જ વસુમતી તડુકી ઊઠી: 'કેમ તારૂં મોત ભોત ભમે છે કે શું? મને આમ પૂરવાથી તને શું મળ્યું? હું બીકથી

અવમૂઇ થઇ ગઇ!' અને લીલીની કાનપટ્ટી પકડી એક તમાચો લગાવી દીધો.



તમાચો લાગતાં જ લીલી રડતાં રડતાં બોલી: 'પણ તું અંદર હતી તેની મને શું ખબર? હું ભાઇને લઇને બહાર રમાડતી હતી તેવામાં એક ઉંદરને કૂદકો મારતોક ને ઓરડામાં જતો દીઠો તેથી એ ઉંદર નાસી ન જાય એટલા માટે બારણું બંધ કરીને મેં તાળું મારી દીધું અને હું કોળવાઇ લેવા ગઇ કે ઉંદરને કોળવાઇમાં પકડી લઉં, પણ મને કોળવાઇ મળી જ નહિં.'

લીલીનો લંબાણુ અને રમૂજી ખુલાસો સાંભળી-ને ડૉકટર પત્નીને પણ હસવું આવી ગયું અને તે બોલી: 'તારી અક્કલ તો અજબ કામ કરે છે ને! જુઓ તો ખરા લીલીના કાકા! આ છોકરી શું કરવા બેઠી છે? લાવ, તારા ઉત્પાતિયા હાથને એવો તો ડામ દઉં કે તું જીંદગી સુધી કદી ન ભૂલે!'

અને પછી અમારા તરફ ફરીને વસુમતીએ ઉમેર્યું:

'જોયું ને સરોજબહેન! હું તમને તે દિવસે શું કહેતી હતી? છે ને બરાબર એવી જ તોફાની! નક્કી એ કોઇ દિવસ એના ઉત્પાતિયા સ્વભાવથી કોઇનો પણ જીવ લેવાની જ. ક્યારે એ શું કરશે તેની આપણે કદી કલ્પના પણ ન કરી શકીએ. મારા કમનસીબે એ પથરો મારા પેટે પડ્યો છે! એ પથરો અમારો જીવ લેશે ત્યારે જ જંપશે. એ ત્રાસ પણ ખાસ કરીને મનેજ આપે છે. આડોશ પાડોશમાં તો એ એવી ડાહીડમરી બનીને રહે છે કે કોઇને એમ નહિં લાગે કે આ છોકરી આવી હરામખોર હશે!'

અને અમને પણ તે વખતે લાગ્યું કે લીલીની

બાના કહેવામાં કાંઇક ખરાપણુ તો હોવું જ જોઇએ. અમે ઘેર પહોંચ્યા એટલે સરોજ બોલી:

'આવી છોકરીને સંભાળવી એ એનાં મા-બાપને નાકે દમ લાવવા જેવું ગણાય! ભગવાન એવી છોકરીથી છોડાવે!'

'પણ તું માને છે તેમ મને તો લીલી હરામખોર લાગતી નથી. મારૂં અંતઃકરણ તેમ માનવા ના કહે છે.' મેં કહ્યું.

'તે તમારે ક્યાં છોકરાંના ત્રાસ વેઠવા પડે છે! તમે તો તમારા કામધંધામાં મશગુલ, એટલે અમારી સાથેના હંમેશના જ એમના છછણાટ ભભડાટનો તમને ક્યાંથી ખ્યાલ આવે!' એણે કહ્યું.

હવે લીલીની વહાર તાણવામાં કાંઇ સાર નથી, એમ મને લાગ્યું એટલે હું શાંત રહ્યો. પણ મારૂં મન તો અંદરથી પોકારી પોકારીને મને કહેતું હતું: 'વસુમતી બ્હેન કહે છે, તેવી ખરાબ લીલી નથી... થોડીવાર એણે ત્રાસ આપ્યો તેનો એ વિચાર કરે છે પણ એ જ લીલી અમને કેટલી બધી રમૂજ કરાવે છે! એનું છે ક્ષણભરનું તોફાન અને અધિક સમયનો આનંદ!

☆

લીલીને એનાં માબાપ તોફાની અને ઉત્પાતિયા સ્વભાવની કહે છે પણ મને તે ખરૂં લાગતું નથી. એ જે કાંઇ કરવા જાય છે તેની પાછળ એની શુદ્ધ નિષ્ઠા જ હોય છે, પણ એની ધારણા કરતાં કાંઇક વિપરીત બની જાય છે એટલે જ એનાં માબાપને એ અણગમતી બની જાય છે. તેથી તેમના મનમાં એવું ભૂસું ભરાઇ ગયું છે કે લીલી તો ભારે ઉત્પાતિયા સ્વભાવની અને ખૂબ તોફાની છે.

પરમ દિવસે જ એક રમૂજી વાત અમે સાંભળી અને અમને ગમ્મત પડી.

ડૉક્ટરે લીલીને કહ્યું : 'જો તો બહેન, દવાખાનામાં મારા ટેબલ પર કાગળો પડ્યા છે તે ટપાલમાં નાખી આવ તો.'

અને લીલીએ પોતાના પિતાની આજ્ઞા અક્ષરસઃ પાળી. એ તરત જ દવાખાનામાં ગઇ અને ત્યાં ટેબલ પર જેટલા કાગળ પડેલા જોયા તે બધા એકઠા કરીને ટપાલમાં નાખી આવી.

એ કાગળોમાંના કેટલાક લખેલા હતા, કેટલાક તો તદ્દન કોરા હતા અને કેટલાંક તો દવાવાળાઓને ત્યાંથી આવેલાં જાહેરખબરનાં ચોપાનિયાં

હતાં. લીલીને ટપાલની પેટીમાં કાંઇક નાખતી પોસ્ટ માસ્તરે જોઇ એટલે એ વિચારમાં પડી ગયા. ડૉક્ટરને પોસ્ટ માસ્તર સાથે દોસ્તી હતી અને તેથી લીલીનાં પરાક્રમોથી પોસ્ટ માસ્તર પરિચિત હતા. એટલે એમણે પોતાના ટેબલ પરથી ચાવી લઇને ટપાલ પેટી ઉઘાડી અને એમને ખૂબ હસવું આવ્યું.

એમણે ટપાલમાં નાખવાના કાગળ રહેવા દીધા અને બાકીના બધા ટપાલી જોડે ડૉક્ટરને મોકલ્યા ત્યારે ડૉક્ટરને થયું કે નક્કી લીલીએ ઘોસ ગોટાળો કરેલો હોવો જોઇએ. એમણે લીલીને બોલાવીને ધમકાવી ત્યારે લીલી બોલી: 'તે તમેજ કહ્યું હતું કે ટેબલપરના પડેલા કાગળ ટપાલમાં નાખી આવ. તમે એમ ક્યાં કહ્યું હતું કે લખેલા જ કાગળ નાખજે અને કોરા રહેવા દેજે! પછી મારો શો વાંક?'

પણ લીલીનો આ ખુલાસો વ્યાજબી હતો, છતાં ડૉક્ટરે લીલીને લપડાક લગાવી દીધી અને લીલીની બાએ તો પોતાના સ્વભાવ પ્રમાણે લીલીને કંઇ ને કંઇ કહી નાખ્યું.

અને બીજે દિવસે આગલા દિવસથી ઉલટો જ બનાવ બન્યો. ડૉક્ટર કોઇ દર્દીને તપાસવા બહાર જતા હતા એટલે તેમણે લીલીને બૂમ મારીને

બોલાવી અને તેને કહ્યું:

'લીલી! ટેબલ પર લખેલા કાગળ પડ્યા છે તે જ ટપાલમાં નાખી આવ. જોજે કાલની માફક ચીબાવલી નહિં થતી અને બધા જ કાગળો નહિ નાખી આવતી.'

અને લીલીએ પિતાની આજ્ઞા સંપૂર્ણ પાળી.

ડૉક્ટર દર્દીને તપાસીને જ્યારે પાછા આવ્યા ત્યારે તેમને થયું કે લાવને જરા જોઉં તો ખરો કે લીલીયે કાગળો ટપાલમાં નાખ્યા છે કે નહિ, તેથી તેઓ દવાખાનામાં ગયા અને ટેબલ તપાસી જોયું તો તરત જ એમની દ્રષ્ટિ અતિ અગત્યના બે કાગળો પર પડી. આ કાગળો ટપાલમાં આજે નંખાવા જ જોઈતા હતા છતાં તે ટપાલમાં ગયા નહિં એટલે ડૉક્ટરના મગજની પારાશીશીનો પારો ઉંચે ચઢી ગયો. તેમણે ગુસ્સામાં ને ગુસ્સામાં જ લીલીને એવી તો જોરથી બૂમ મારી કે લીલી ધ્રૂજી ઊઠી. એને એમ લાગ્યું કે નક્કી આજે તો એનું ખરેખર આવી બન્યું. છતાં એ બીતી બીતી દવાખાનામાં ગઈ એટલે એને જોતાં જ ડૉક્ટરે બરાડો પાડ્યો: 'લીલી! મેં તને આજે ટપાલમાં કાગળો નાખવા કહ્યું હતું ને?'

'અને હું કાગળો ટપાલમાં નાખી આવી છું ને.'

'તો પછી આ બે પરબીડિયાં કેમ ટપાલમાં નહિં નાખ્યાં? મેં તને શું કહ્યું હતું?'

'તમે મને એમ કહ્યું હતું કે ફક્ત લખેલાજ કાગળો ટપાલમાં નાખી આવજે. આ પરબીડિયાં પરનાં સરનામાં તો છાપેલાં છે. એ ક્યાં તમારાં લખેલાં છે? મને શું ખબર કે તમે એની અંદર લખેલા કાગળો મૂક્યા હશે? મને એમ લાગ્યું કે કાલની માફક આજે જો ભૂલ કરીશ તો નક્કી મને માર પડવાનો, એટલે તમારા કહેવા પ્રમાણે મેં તમારા લખેલા કાગળો ટપાલમાં નાંખ્યા. અને આ કાગળો રહેવા દીધા.'

ટપાલમાં જે કાગળો નાખવાના હતા તે દવા-વાળા પરના હતા અને ડૉક્ટરે તેમના નામનાં છાપેલાં સરનામાંવાળાં પરબીડિયાં વાપર્યાં હતાં. એ કાગળો જરૂરી દવા મંગાવવાને માટે લખેલા હતા. પણ હવે શું થાય? લીલીના આજ્ઞાંકિતપણાનું જ આ પરિણામ! એટલે ડૉક્ટર ખીજવાઇને બોલ્યા:

'આ છોકરી એક્કે કામ બરાબર તો નહિં જ કરવાની.'

લીલી શુદ્ધ બુદ્ધિથી અને સારા ઉદ્દેશથી કામ કરે અને તે પણ પિતાની આજ્ઞાનું સંપૂર્ણ પાલન કરીને કરે પણ તેમ છતાં કંઇ ને કંઇ એનાથી એવું બની જાય કે એના નસીબે ગાળ અને માર જ હોય! શાબાશીનો તો એકે શબ્દ એણે ભાગ્યે જ સાંભળ્યો હશે!

ડૉકટરને ઘેર ગંગાડોસી રોજ સવાર સાંજ દૂધ આપવા આવતી. ગંગાડોસીનું દૂધ ચોકખું જ હોય! એમાં કોઇ દિવસ રજમાત્ર પણ ફેર ન પડે! ગંગાડોસીને હમણાં થોડા દિવસથી ખૂબ ખાંસો થતી હતી અને જ્યારે એને ઉધરસ ચઢતી ત્યારે એ ખખડી ગએલી ડોસીને ખૂબ દુ:ખ થતું. ડૉકટર એને દવા તો આપતા હતા પણ ઉતરતું લોહી એટલે દવાની ઝડપી અસર થતી ન હતી.

એક દિવસ ગંગાડોસી દૂધ આપવા આવી ત્યારે એને જોરમાં ખાંસી ઉપડી એટલે એ ડૉકટરના બંગલાને ઓટલે જ માથે હાથ દઇને બેસી ગઇ. એની દૂધની તાંબડીમાંથી લપલપ કરતું કૂતરૂં દૂધ પીતું હતું તેનું પણ એને ધ્યાન ન હતું, કારણ કે એને તો પોતાના દુ:ખની પડી હતી. લીલીએ ગંગાડોસીને બેઠેલી જોઇ એટલે એ બહાર

દોડી આવી અને બોલી :



'ગંગામા! કેમ અહિં બેસી પડ્યાં?'

ડોસીને ઉધરસનું જોર હતું તેથી એ બોલી શકી નહિ એટલે એણે ઇશારાથી સમજાવ્યું: 'હું કહું છું થોડીવાર પછી.'

વસુમતી તે વખતે ઘરમાં ન હતી. એની કોઇ બહેનપણીને ત્યાં એ બેસવા ગઇ હતી અને ડૉક્ટર વીઝીટે ગયા હતા એટલે બંગલામાં લીલી અને એનો ભાઇ બે એકલાં હતા.

વસુમતીએ લીલીને ટોકી ટોકીને કહ્યું હતું કે 'ગંગાડોસી આવે ત્યારે દૂધ લઇ લેજે અને દૂધની તપેલી કબાટમાં મૂકી દેજે.'

માંડ ગંગાડોસી સ્વસ્થ થઇને દૂધ ભરવા બેઠી એટલે લીલીએ કહ્યું: 'ગંગામા! તમારૂં દૂધ તો પેલું કૂતરૂં બોટી ગયું છે. બીજુ લઇ આવો.'

અને ડોસી કપાળ કુટતી ઘેર ગઇ અને વિચા-માં પડી કે હવે બીજુ દૂધ લાવવું ક્યાંથી? તરત જ એને એક વિચાર આવ્યો એટલે તે ઊઠી અને બીજી ચોકખી તાંબડીમાં પેલું દૂધ ભરીને પાછી આવી અને લીલીને બૂમ મારી.

ડોસી દૂધ ભરવા બેઠી ત્યારે એનો હાથ કંપતો હતો એટલે દૂધની ધાર પ્યાલાની બહાર કોઇ વખત પડતી હતી તે જોઇને લીલી બોલી: 'ગંગામા! તમારો હાથ તો ધ્રૂજે છે અને દૂધ બહાર પડે છે.'

'બ્હેન! એ તો ઘડપણ આવ્યું એટલે એમજ થાય.' ગંગાએ કહ્યું અને પછી બોલી: 'શરીરમાં જોર હોય તો ને.......'

'હુંઅઅઅ. એમ વાત છે ત્યારે. તમને એક તો ઉધરસ થાય છે અને તમારા શરીરમાં જોર એટલે શક્તિ નથી એમજને? ઉધરસ અને અશક્તિ માટે એક ઘણી જ અકસીર દવા દવાખાનામાં છે. તમે તે દવા કેમ પીતાં નથી?' લીલીએ પુછ્યું.

'અરે અમારા જેવા ગરીબ લોકોને એવી

મોંઘી દવા ક્યાંથી પોષાય? એ તો હસતાં કે રડતાં દુઃખ સહન કર્યેજ છૂટકો.' ડોસી બોલી.

'હું તમને શું કહેતી હતી?....હંઅઅઅ. પેલી દવા વિષે જ તો. એ દવા એવી તો અકસીર છે કે દવા જેવી પેટમાં પડી કે તરત જ તેની જાદુઇ અસર થવાની જ. તમે કહો છો કે તમારા ગરીબ માણસના નસીબમાં એવી અકસીર દવા ક્યાંથી! ઊભાં રહો ગંગામા! હું આ દૂધ કબાટમાં ઢાંકી આવું અને પછી તમને પેલી દવા લાવી આપું.' એમ કહેતી લીલી દૂધની તપેલી લઇને અંદર ગઇ અને પછી દવાખાનામાંથી એક શીશી અને દવાખાનાનો જ મેઝર ગ્લાસ લઇ આવી. ડોસીને પહેલાં તો એમ લાગ્યું કે આ છોકરી કડવી કડવી દવા પાશે ને નાહકનો ત્રાસ આપશે તેથી એણે દવા પીવાની આનાકાની કરવા માંડી. પણ લીલીની લપ ક્યાં એમ સહેલાઇથી છૂટે એવી હતી!

'જૂઓ ડોસીમા! આ રહી પેલી અકસીર દવા. હું બરાબર એ દવાને ઓળખું છું. મારી બાને માટે કાકાએ એ દવા ખાસ કલકત્તાથી મંગાવી છે. લ્યો ત્યારે જરા પી જાવ તો હું તમારે માટે પાણી લઇ આવું.'

એમ કહેતી એ પાણી લેવા માટે રસોડામાં ગઇ.



અને ડોસીએ બીતાં બીતાં ગળામાં પેલી દવા અર્ધું મેઝર ગ્લાસ ભરીને રેડી દીધી અને એને મળ્યો સાકર જેવો દવાનો સ્વાદ લાગ્યો એટલે આખી શીશી મોંએ માંડીને અર્ધી દવા ગટગટાવી દીધી. જ્યારે લીલી પાણી લઇને આવી ત્યારે ડોસી બોલી : 'ભગવાન ભલું કરો તારું, મારી દીકરી! મારું જનમનું દુઃખ તારી એકજ વખતની દવાથી મટી ગયું. કેવી અકસીર દવા!'

લીલીને પોતાની પ્રશંસા થતી ગમી. પ્રશંસા કોને નથી ગમતી? એટલે એ બોલી: 'ડોસીમા! તમે કહો છો તે ખરું છે. જો આ દવા ફક્ત

ચારજ દિવસ પીઓ તો તમે તદ્દન તાજામાજા બની જાવ. મારા કાકા બધાને કહે છે કે આજ દવા પીઓ અને તમે એમ તે શું બોલો છો! એક દહાડો દવા પીધી એટલે પતી ગયું કે? ચાર પાંચ દિવસ પીઓ ને એનો ફાયદો જૂઓ.'

'પણ એ દવા તારે ત્યાં ક્યાં રોજ પીવા આવું! તારી બાને ખબર પડે તો તારી ખબર લઇને નાખે ને! માટે એક કામ કર, મને આ શીશી આપી દે.' ડોસીએ સૂચના કરી.

'હા, હા. જરૂર લઇ જાવ. તમને કાંઇ ના કહેવાય! અને એ દવા થોડી થોડી રોજ પીતાં રહેજો. બાટલી પૂરી થાય એટલે મારી પાસેથી બીજી લઇ જજો. આવી તો મારા કાકાના દવાખાનામાં પંદર વીસ બાટલી પડી છે.'

અને ડોસીને આમ વગર પૈસે અને તે પણ મીઠી શરબત જેવી સ્વાદીષ્ટ દવા મળે પછી તે શા માટે ન લે! એટલે ડોસી રાજી રાજી થઇ ગઇ અને બાટલી લઇને ઘેર ગઇ.

ડોસીના ગયા પછી લીલીને પણ આત્મ સંતોષ થયો કે એણે આજે એક ભલું કામ કર્યું છે. એની વર્ગ શિક્ષીકા દરરોજ વર્ગમાં બધી

છોકરીઓને કહેતી હતી કે રોજ ને રોજ કંઇ ને કંઇ એકાદ પણ સારૂં કામ કરવું જોઇએ. એટલે લીલીના મન પર શિક્ષીકાના ભારપૂર્વક અને ચીપી ચીપીને ઉચ્ચારાયલા શબ્દોની બરાબર અસર થઇ હતી.

લીલી પોતાના ભલા કામ કરવા બદલ આનંદ-માં મસ્ત બનીને 'ગોરમાનો વર કેસરિયો, નદીએ નહાવા જાય રે ગોરમા!' નું ગીત ગુંજતી હતી તે વખતે એની બા આવી અને એણે પૃછ્યું: 'લીલી! તેં દૂધ કબાટમાં જ ઢાંકયુ છે ને?'

'હા, બા!' લીલીએ કહ્યું.



અને વસુમતી પોતાના ખંડમાં કપડાં બદલવા ગઇ. કપડાં કાઢવા એણે જેવું કબાટ ઉઘા-ડયું કે પેલી દૂધની તપેલી આવી એના અંગ પર! અને ને વસુમતીની તદ્દન નવી સાડી

દૂધથી ધોવાઇ ગઇ. એમ થતાં જ એ ગુસ્સાથી લાલચોળ થઇ ગઇ અને લીલીને બૂમ મારી: 'લીલી! આ શું કર્યું?' ગુસ્સામાં ને ગુસ્સામાં લીલીને ખૂબ ગડદાપાટુ મારીને ગુંદી નાખી. લીલીએ રડતાં રડતાં કહ્યું: 'પણ બા! તેં શું નહોતું કહ્યું કે દૂધ કબાટમાં ઢાંકજે. એટલે મેં દૂધ કબાટમાં ઢાંકયું પછી મારો શો વાંક? તું તો મને હંમેશાં મારપીટ જ કરે છે!'

'ત્યારે તારી પૂજા કરૂં કેમ?' એની બા તડુકી.

'પણ તું જ કહેને, મેં દૂધ કબાટમાં નથી મૂકયું તો કયાં મૂકયું છે!' લીલીએ પોતાનો વાદ ચાલુ જ રાખ્યો.

'પણ તારી અક્કલ કયાં બળી ગઇ હતી! દૂધ તે કાંઇ કપડાં મૂકવાના કબાટમાં મૂકાતું હશે! એ તો રસોડાનાં કબાટમાં મૂકાય એટલું સમજવાની ય તારામાં બુદ્ધિ નથી શું?' વસુમતી બોલી.

અને લીલીને લાગ્યું કે એનું આજ્ઞાંકિતપણું જ આમ એને માર ખવડાવે છે.

થોડીવાર પછી લીલીને પોતાનું ભલું કામ

યાદ આવ્યું અને પોતાની બાનાં વખાણ સાંભળ-
વાની લાલસા એ ન રોકી શકી એટલે એ રસો-
ડામાં દોડી આવીને બોલી: 'બા, બા! આજે તો
અમારાં બહેન કહે છે તેમ મેં એક બહુ સારૂ કામ
કર્યું. આપણે ત્યાં પેલી ગંગાડોસી દૂધ આપવા
આવે છે ને, તેને આજે એવી તો ઉધરસ ચઢી કે
એને પોતાને ભાન પણ નહિં રહ્યું અને કૂતરૂં
દૂધ બોટી ગયું. એટલે મેં ડોસીને કહ્યું કે આવું
કૂતરાએ બોટેલું દૂધ હું નહિં લઉં.'

'શાબાશ, મારી દીકરી! એમ જ કરવું જોઇએ.'
વસુમતી રાજી થઇને બોલી.

'પણ તું વાત તો પૂરી સાંભળ. એટલે તો
ડોસી પાછી ઘેર ગઇ અને બીજું ચોકખું દૂધ
દૂધ લઇ આવી.'

'તે શું એની ભેંસ જ્યારે દોહવા બેસે ત્યારે
આપે છે કે શું!'

'તે તો રામ જાણે! પણ રોજની તાંબડીમાં
એ દૂધ ન હતું એટલે મેં લઇ લીધું.'

'એ તો તને બનાવી ગઇ, લીલી! કૂતરાનું જ
બોટેલું દૂધ બીજી તાંબડીમાં ભરીને તને આપી
ગઇ. ચાલો ઠીક થયું કે દૂધ તેં કબાટમાં મૂકયું

અને ઢોળાઇ ગયુ.'

આમ પ્રશંસાનાં પૂર લીલી પર વરસતાં હતાં એટલે એ ગેલમાં આવી ગઇ અને પોતાની અધુરી વાત પૂરી કરવાને બોલીઃ 'હંઅઅ! પણ બા! તું મારી વાત પૂરેપૂરી સાંભળ તો ખરી. એમ વચમાં બોલ બોલ કરીશ તો હું તને વાત નહિં કહું અને પેલું વીણાવેલીના નાટકમાં સાંભળ્યું હતું તે ગીત ગાઇશ.'

'કયું ગીત ગાઇશ?' વસુમતીને વાતમાં રસ પડ્યો.

'વચમાં બોલ્યાં તમે તે સહી
એટલે વાત અધુરી રહી.'

સુંદર હલકે લીલીએ ગીત ગાયું.

'ચાલ હવે નહિં બોલું. તારી વાતનો છેડો ક્યારે આવશે?'

'હવે કાંઇ બહુ લાંબી નથી. ગંમાડોસીને ફરી બીજીવાર એવી તો જોરમાં ખાંસી ચઢી કે ખાલી તાંબડી પણ એનાથી ઉંચકાઇ નહિં!'

'શું કહ્યું?' વસુમતીએ કાન સરવા કરી પૂછ્યું.

'ડોસીમાં શક્તિ નહિં હતી એટલે તાંબડી ક્યાંથી ઉંચકાય એમ હું કહેતી હતી.'

'તેમાં તારૂં શું જાય છે? તે તું શું એની ત્રાંબડી માથે મૂકીને એને બદલે દૂધ આપવા નીકળવાની છે?'

'પણ તું જ કાલે જોજે ને કે એ ડોસીમાં કેટલી તાકાત આવી છે! અલમસ્ત આખલાનાં શિંગડાં પકડીને પાછો હઠાવવાની તાકાત એનામાં આવી હશે. પેલી બાટલી પર ચિત્ર છે ને તેવી જ.'

'તે તું શું કહેવા માગે છે! તારા મગજના સ્ક્રુ તો ઢીલા નથી પડી ગયા ને? સીધેસીધું બોલને! તારો એ લાંબો પટપટારો કરવાની ટેવ ભગવાન જાણે ક્યારે મટશે!'

'જો વળી પાછી તું વચમાં બોલ બોલ કરવા લાગી!'

પોતાના સારા કામ બદલ પ્રશંસા સાંભળવાની ઇચ્છાથી લીલી એની બાને વાત કરતી હતી પણ એની બાને તો એ નાહકનો પટપટારો લાગ્યો એટલે એ બોલી: 'લીલી! તારી લપ છોડ અને તું હવે બહાર જા. મને જરા રસોઇ કરવા દે.'

એટલે લીલી મોઢું ચઢાવીને બહાર ચાલી ગઇ અને એની વાત એના જ અંતરમાં ભંડારાઇ ગઇ. એની બાએ એની વાત નહિં સાંભળી તેથી એના

અંતરમાં એવો તો આઘાત લગાડ્યો કે બહાર જતાં જ એ રોઇ પડી. એણે નિશ્ચય કર્યો: 'હવે હું બાને કોઇ દિવસ પણ વાત નહિં કરૂં. મને વાત કહેવા આગ્રહ કરશે તોય હું એને વાત તો નહિં જ કહું.' થોડીવાર પછી લીલી એ નિશ્ચય ભૂલી ગઇ કારણ કે કિરણે એને બૂમ મારી ને દીલરૂબા સાંભળવા બોલાવી.

સાંજે ડૉકટર ઘેર આવ્યા ત્યારે લીલીને ચટપટી થઇ આવી કે વાત કરૂં કે ન કરૂં પણ તરત જ એના મનમાં શંકા આવી: 'પણ કાકા સુધ્ધાં બાની જેમ મને ઝટકાવી કાઢશે તો!' આ ભયને કારણે એની ઇચ્છા એણે મનમાં જ દાબી રાખી અને કોઇને વાત કરી નહિં.

પણ લીલીની પરાક્રમકથા જાણવા માટે ડૉકટરને વધુ વાર થોભવું ન પડયું! ડૉકટર જમીને આરામ ખુરશીમાં પડયા પડયા ચીરૂટનો દમ ખેંચતા હતા ત્યાં તો એમણે કોઇની બૂમ સાંભળી: 'દાક્તર સા'બ! દાક્તર સા'બ!' એટલે ક્રમને એ આરામ ખુરશીમાંથી ઊઠીને બહાર ઓટલે આવ્યા અને બોલ્યા: 'અરે રાત્રે તો જંપીને બેસવા દો! કોણ છે એ દાક્તર સા'બવાળો?'

"એ તો હું છું દાક્તર સા'બ!'

'પણ હું તે કોણ?'

'મને નહિં ઓળખ્યો? હું તો તમારે ત્યાં દૂધ આપવા ગંગાડોસી આવે છે તેનો વર વનમાળી.'

'તે તારે દારૂ પીવાના પૈસા ખૂટયા છે તે લેવા આવ્યો છે કે? ઉભો રહે લાવી આપું છું.'

'દાક્તર સા'બ! મારે પૈસા જોઇતા નથી અને દારૂબારૂ પણ પીવો નથી. તમે મારી સાથે જરા મારે ઘેર ચાલો ને.'

'પણ હું તારે ત્યાં શા માટે આવું?'

'તમારે ત્યાં દૂધ આપે છે તે ડોસીને તપાસવા.'

'તે એને થયું છે શું? આજે તો એ અમારે ત્યાં દૂધ આપવા આવી હતી.'

'ભગવાન જાણે શું થયું છે! જાણે ભૂત આવ્યું હોય તેમ ડોસી તો ધૂણવા મંડી છે અને આખા ઘરમાં આળોટે છે. એ ખૂબ ગભરાઇ ગઇ છે. એનાથી બોલાતું સુદ્ધાં નથી. જલદી ચાલો નહિં તો ડોસી મરી જશે.'

ડૅાક્ટર વનમાળી સાથે ગયા. ડોસીને તપાસી અને તેને ઇંજેક્શન આપ્યું ત્યારે ડોસીને કંઇક ઠીક લાગ્યું. એણે બધી વાત કરી એટલે ડૅાક્ટર

ધુંવાપુંવા થતા ઘેર આવતાં જ તડુકયા:

'અરે વસુમતી! તું આખો દહાડો કરે છે શું? ઘરમાં જરાય ધ્યાન આપતી નથી. છોકરાંઓની પણ દેખરેખ રાખતી નથી.'

'પણ એવું તે શું છે કે આટલા બધા તપી જાવ છો?'

'હોય શું વળી બીજું? આ તારી પેલી છે ને દીવો, તેનાં પરાક્રમ! એ છોકરી કોઇનો જીવ લેશે અને મને કોઇ દિવસ ફાંસીને માંચડે લટાવશે!'

અને પછી ઠંડા પડીને એમણે વસુમતીને બધી વાત કરી.

લીલીએ ગંગાડોસીને જે દવા આપી હતી તે શરબત જેવી મીઠી અને સ્વાદીષ્ટ હતી એટલે ડોસીને એ દવા ખૂબ ભાવી. લીલીને ખબર ન હતી કે એ દવા એક ચમચો જ લેવાની હતી અને તેથી એણે અર્ધું મેઝરગ્લાસ ભરીને ડોસીને દવા પાઇ દીધી હતી! એ દવા ઉધરસ માટે અકસીર હતી એ વાત ખરી, એ ગમે તેવી અશક્તિ દૂર કરીને તાકાત આપનાર હતી એ વાત પણ ખરી અને એ તાકાતનું વર્ણન બતાવતું ચિત્ર બાટલી પર હતું પણ ખરૂં. એ ચિત્રમાં એક માંદલા જેવો

લાગતો માણસ એક બાજુ દેખાતો હતો અને પછી તેને દવા પીતો દેખાડ્યો હતો. ત્રીજા ચિત્ર-માં એ અલમસ્ત આખલાનાં શિંગડાં પકડીને હડશેલી મૂકવાની શક્તિવાળો બનતો બતાવવામાં આવ્યો હતો.

લીલીને પોતાને ઘેર રોજ તાજું દૂધ આપવા આવનાર ગંગાડોસી પર દયા આવે અને તે ડોસી પણ પેલા માણસના જેવી તાકાતવાન બને એવા ઇરાદાથી જ એણે ડોસીને દવા આપી હતી. એનો ઉદ્દેશ શુદ્ધ હતો અને તેથી જ એણે દવા આપી હતી, પણ એના કમનસીબે ઉલટું જ પરિણામ આવ્યું. તેમાં એનો કાંઇ થોડો દોષ હતો?

ડોસીએ અર્ધી બાટલી તો ડૉક્ટરને ઓટલે જ ખાલી કરી દીધી હતી. એ ઘેર પહોંચી એટલે એને પાછી દવાની મીઠી સોડમે આકર્ષી અને વર્ષોનો રોગ એક જ દિવસમાં સારો થઇ જાય એમ વિચારી એણે બાટલીમાંની બાકીની દવા પણ ગટગટાવી દીધી.

અને માંડ કલાકેક થયો હશે ને ગંગાડોસીના પેટમાં અગન ઊઠી. એના પેટમાં શૂળ ભોંકાતાં હોય તેવી વેદના થવા લાગી અને એના હોશકોશ

ઊડી ગયા. એને સારે નસીબે વનમાળી ડોસો તે દિવસે પીઠામાં ગયો ન હતો એટલે તરત એ ડૉક્ટરને તેડી લાવ્યો અને ડોસી બચી ગઈ, નહિં તો એનાં સોએ વરસો પૂરાં થઈ જાત!

ડૉક્ટરને ડોસીને સાજી કરવા માટે ખૂબ મહેનત કરવી પડી. કાંઈ કેટલાંયે ઈંજેક્શન અને જાત જાતની પેટંટ દવા અને એવું એવું કંઈ કેટલું કર્યું, ત્યારે માંડ ડોસી હરતી ફરતી થઈ. આમ ડૉક્ટર પોતાની દીકરીની ભૂલના ભોગ બન્યા!

પછી તો ડૉક્ટરનો કાયમનો હુકમ થઈ ગયો કે લીલીએ દવાખાનામાં બિલકુલ જવું નહિં. કદાચ કામવશાત એની બા કે પોતે મોકલે તો દવાની એકકે બાટલીને હાથ સુદ્ધાં લગાડવો નહિં. એટલે-થી જ ન અટકતાં ડૉક્ટર પોતે સાવધ રહેવા લાગ્યા અને હંમેશા વીઝીટે જતી વખતે દવાખાનાને તાળુ મારીને જ જવા લાગ્યા. વસુમતીને પણ તાકીદ અપાઈ હતી કે એણે પણ લીલી પર નજર રાખવી અને તે કાંઈ નવું જૂનું ન કરે તેનું ધ્યાન રાખવું.

ઉપરનો બનાવ બન્યાને થોડા દહાડા વીતી ગયા હતા અને હવે અંકુશો પણ કાંઈક ઢીલા થયા હતા એટલે લીલીને દવાખાનામાં આવજાવ

કરતાં કોઇ રોક ટોક કરતું ન હતું. એક દિવસ લીલી નિશાળેથી ઘેર આવી અને એની ફાટેલી ચોપડી સાંધવા માટે ગુંદર લેવાને દવાખાનામાં ગઇ. એ જાણતી હતી કે કમ્પાઉન્ડરના દવા બનાવવાના ટેબલને એક ખૂણે ગુંદરની બાટલી હંમેશાં રહે છે. એણે કમ્પાઉન્ડરને ગુંદર વડે દર્દીઓની શીશી પર ડૉકટરનાં છાપેલાં લેબલ લગાવતો અનેક વાર જોયો હતો.

પણ લીલી જેવી કમ્પાઉંડરવાળી ઓરડીનું બારણું ખોલે છે તેવી જ 'લીલી!' એવી બૂમ એણે સાંભળી અને લીલીના પગ ત્યાં જ થંભી ગયા. પોતાના પિતાના ચહેરા સામે ધ્રૂજતી ધ્રૂજતી જોવા લાગી.

'અરે કયાં જાય છે લીલી?' ડૉકટરે એને ધમકાવી.

'દ–દ–દ–વા–ખાનામાં.' લીલીની લુલી તૂટક સ્વરે બોલી.

'તને મેં ગાઇ બજાવીને એમ નથી કહ્યું કે તારે દવાખાનામાં તો ઠીક પણ દવાખાનાની પાસે સુદ્ધાં ફરકવાનું નથી? છતાં મારી નજર ચુકવીને છાનીમાની દવાખાનામાં જાય છે ને? ચાલ

પાછી આવ ચોટ્ટી! તારી ખો ભુલાવી દઉં.'

અને જ્યારે ભાંગેલા પગે લીલી ડૉક્ટર પાસે આવી ત્યારે ડૉક્ટરે તેના ગાલ પર બેચાર તમાચા ચોઢી દીધા અને પછી બોલ્યા: 'આજે તો તને થોડોક જ પ્રસાદ ચખાડી છોડી દીધી છે પણ હવે પછી જો દવાખાના પાસે ફરકી છે તો તારા પગ ભાંગી નાખીશ પગ! અને એવી તો મહાપ્રસાદી જમાડીશ કે તું જીંદગીભર એનો સ્વાદ નહિ ભૂલે! શું સમજી? ધ્યાનમાં રાખજે મારી આ સૂચના.'

અને લીલીએ ડોકું હલાવી હા કહી.

પણ ડૉક્ટરની સખત તાકીદ તેમને અને તેમની પત્નીને જ ભારે પડી.

એક દિવસ વસુમતી શાક સમારતી હતી ત્યાં ભચ્ચ દઇને ચપ્પુ તેના અંગુઠામાં પેસી ગયું અને લોહીની ધાર દડદડવા લાગી. થોડું ઘણું વાગ્યું હોત તો વસુમતી ન ગભરાત પણ એના લોહી બંધ કરવાના બધા પ્રયત્ન નિષ્ફળ ગયા ત્યારે એ ખૂબ ગભરાઇ ગઇ અને લીલીને બૂમ મારીને કહ્યું: 'લીલી! દોડ તો મારી બહેન! દવાખાનામાં અને આપણા દવાખાનાના નોકર જીવણને જલદી તેડી લાવ તો. એને કહેજે કે લોહી બંધ કરવાની

દવા અને પાટો પણ સાથે લેતો આવે.’



‘બા ! હું તો કંઇ જતી નથી.’

‘બદમાશ છોકરી ! શા માટે જતી નથી ?’

'તે હું દવાખાનામાં જાઉં તો કાકા મારો ટાંટિયો જ ભાંગી નાખેને! પછી હું ચાલું શી રીતે? તારા અંગુઠા કરતાં મારો ટાંટિયો મને વધારે કામનો છે.'

ત્યારે વસુમતીને વિચાર આવ્યો કે ડૉકટરે લીલીને સખત તાકીદ કરી હતી કે જો એ દવાખાના પાસે ફરકી છે તો એનો ટાંટિયો જ ભાંગી નાખશે. એટલે લીલીને એના કાકાની બીક તો લાગે ને? તેથી લીલીને સમજાવતી પટાવતી એ બોલી: 'પણ બ્હેન! તું ક્યારે તારી મરજીથી જાય છે. હું તને દવાખાને જવાનું કહું છું. જા તો જરા દવાખાને. તારા કાકા તને નહિં મારે.'

'પણ મારા કાકા તો પૂછયા ગાછયા વિના જ મારો ટાંટિયો ભાંગશે તેનું શું? તું કાંઇ ત્યાં ના કહેવા થોડી આવવાની છે?' લીલીએ સામો પ્રશ્ન કર્યો.

અને વસુમતીને લાગ્યું કે લીલી નહિં જ જાય એટલે ઘા પર એને તાત્કાલીક ટીંકચર બેન્ઝૉઇન લગાડી દેવાનું યાદ આવ્યું અને ઘરના દવાના કબાટમાંથી તેનું પુમડું બનાવી ઘા પર લગાડી દીધું ત્યારે માંડ માંડ લોહીની ધારા વહેતી બંધ થઇ.

એ શીશી પણ કબાટમાંથી કાઢી લાવવાને વસુમ-
તીએ લીલીને કાલાવાલા કર્યા પણ લીલી એકની
બે ન જ થઇ અને કારણમાં એણે જણાવ્યું: 'તે
દિવસે મેં ગંગાડોસીને દવા આપી હતી અને
કાકા મારા પર કેટલા બધા ગુસ્સે થયા હતા!
વળી આ દવા તો ઝેરી છે એટલે એને અડકવાની
પણ મને સખત મનાઇ છે, પછી હું તેને કેવી
રીતે અડકું?'

વસુમતી આમ લીલીને કાલાવાલા ન કરત
પરંતુ એણે પોતાનો બીજો હાથ વાગેલા અંગુઠા પર
દબાવી રાખ્યો હતો એટલે એના બન્ને હાથ
રોકાયલા હતા. આખરે એ થાકીને લોહી દડ-
દડાવતી જાતે ગઇ અને દવા લીધી ને લગાવી.

વસુમતીને કબાટ તરફ જતી જોઇને લીલીથી
ન રહેવાયું એટલે એણે કહ્યું: 'બા! તારે વળી
બેન્ઝીન ફેન્ઝીનને શું કરવું છે? તારો અંગુઠો
મોંમાં નાખીને જરા ચૂસી રાખ એટલે લોહી
તરત જ બંધ થઇ જશે.'

'થોબડું જ ભાંગી નાખીશ તારૂં, લુચ્ચી
છોકરી! એવું એવું બોલી છે તો. અહિં મારો જીવ
જાય છે અને તારે તો હસવાનું થાય છે.' વસુમતી

અકળાઇને બોલી ઊઠી.

'તે એમાં હું શું ખોટું કહું છું?' લીલી કોઇ પણ જાતના વાદે ચઢતી ત્યારે એ વાદનો છેડો લાવે તો જ એ જંપતી એટલે એ બોલી: 'અમારાં બહેન અમને એક દિવસ કહેતાં હતાં કે 'કૂતરા બિલાડા જેવાં મૂંગાં પ્રાણીને જ્યારે અકસ્માત વાગે છે ને લોહી નીકળે છે ત્યારે તેઓ પોતાની જીભ વડે ઘા ચાટવા માંડે છે એટલે ઘામાંથી લોહી વહેતું બંધ થઇ જાય છે અને આખરે ઘા રૂઝાઇ જાય છે. એ ગરીબ બિચારાં પ્રાણી કયા ડૉકટરને ત્યાં દવા કરાવવા જાય?' અમારા વિજ્ઞાનના પુસ્તકમાં પણ એમજ લખ્યું છે. તારે વાંચવું હોય તો હું લઇ આવું.'

'મારે તારૂં દોઢડહાપણ સાંભળવું નથી. તારો પટપટારો હવે બંધ કરે તો સારૂં.' વસુમતીની ધીરજનો પણ અંત આવી ગયો હતો.

'પણ બા! જેમ કૂતરા બિલાડા જીભવતી ઘા ચાટીને રૂઝવે છે તેમ આપણે શા માટે ન કરીએ? આપણે પણ એક જાતનાં પ્રાણી જ છીએ ને?'

એ સાંભળી વસુમતીથી હસી પડાયું. એટલે લીલીએ પોતાનું કથન ચાલુ રાખ્યું:

'હંઅઅ! હવે કેવી હસી? જે એક પ્રાણીને ઉપયોગી હોય તે બીજાને પણ ઉપયોગી થાય જ ને? અને બા! હું કાલે નિશાળમાં સીવણ કામ કરતી હતી ત્યારે મારી આંગળીમાં ભચ દઇને સોય ભોંકાઇ ગઇ અને અંદરથી લોહી



નીકળ્યું એટલે તરત મેં મારી આંગળી અરવિંદાના મોઢામાં ખોસી દીધી.'

'કેમ? તારા મોઢામાં ખોસતાં શું થતું હતું?'

'મારા મોંમાં ખાટીમીઠી હતી એટલે આંગળી કેવી રીતે ચૂસાય? અરવિંદાએ તો ચસચસ આંગળી ચૂસવા માંડી એટલે ટપ દઇને લોહી

બંધ થઇ ગયું. હવે તું જ કહે મારી વાત કાંઈ ખોટી છે!'

અને એની બાએ કહ્યું: 'હવે બેસ ચિબાવલી! ખરૂં ખરૂં ને ખોટું ખોટું પૂછવાનું રહેવા દે. જા, તારૂં લેસન કર. નહિં તો તારા કાકા આવીને તને ખિજાશે.'

અને લીલી લેસન કરવા ચાલી ગઇ.

મેં ડૅાકટરને મોંએથી જ્યારે આ બધો હેવાલ સાંભળ્યો ત્યારે મને તો લીલીની કુશાગ્રબુદ્ધિ માટે માન થયું કે ગમે તેમ કહો પણ વાદ તો વકીલના જેવા જ કરે છે! અને તમે પોતે જ કહોને કે લીલી ગમે તેવી તોફાની હશે પણ એ પોતાના માબાપની આજ્ઞા તો કદાપિ ઉથામતી નથી ને? જેમ બા બાપા કહે તેમ જ લીલી કરવાની. તેમાં જરા યે ફેરફાર કરે જ નહિં! પણ ગરીબ બિચારી બાળા! માબાપની આજ્ઞાનું પાલન કરી પ્રશંશા પામવાને બદલે હંમેશાં ગાળ કે માર ખાવાનું જ એના નસીબમાં હતું!

પણ તમે રખેને એમ માની લેતા કે લીલી વડીલની બધી જ આજ્ઞાનું પાલન કરતી હતી! એને ઠીક લાગે તો એ પોતાનાં બા બાપાની આજ્ઞા

અભરાઇએ ચઢાવી દેતી અને પોતાનું જ ધાર્યું કોઇક વખત કરી બેસતી.

એવો એક પ્રસંગ મને યાદ આવે છે.

ડૉકટરના બંગલાની બાજુમાં બાગમલશેઠ રહેતા હતા. તેમની દીકરી પણ લીલીની સમવયસ્ક હતી એટલે તેની સાથે લીલીને બહેનપણાં જામ્યાં હતાં. એ છોકરીને મોટી ઉધરસ થઇ હતી અને દરરોજ ડૉકટરને ત્યાં દવા લેવાને આવતી હતી. ડૉકટરે પોતાની પત્નીને કહી રાખ્યું હતું કે 'લીલી કે બાબાને પાડોશના બાગમલશેઠને ત્યાં જવા ન દેશો. એમની બેબીને મોટી ઉધરસ થઇ છે, અને એનો જો ચેપ લાગ્યો તો પછી એ રોગને આપણા ઘરમાંથી કાઢવો ભારે થઇ પડશે!'

અને બાએ લીલીને મનાઇ હુકમ બજાવી દીધો હતો કે તારે બેબી સાથે રમવા જવાનું નથી.

પણ લીલીને બેબીની સંગત સિવાય ચેન કેવી રીતે પડે? એક બે દિવસ તો એણે માબાપની આજ્ઞાનું પાલન કર્યું પણ પછી બહેનપણીને મળવાની એને ઇચ્છા થઇ આવી એટલે એની બાની નજર ચૂકવીને એ બેબીને ઘેર પહોંચી. કિરણ એની બા સાથે સૂરત ગઇ હતી એટલે

લીલી એકલી પડી હતી. હું મારા વ્યવસાયમાં મગ્ન હતો. આમ હોવાથી લીલીને કિરણ વિના ન ગમે અને મુંઝવણ થાય એ સ્વાભાવિક હતું, પછી એ રમ્યા વિના કેમ રહે!

આવી રીતે નજર ચૂકવીને કાંઇ કેટલીયે વાર લીલી બેબીને બંગલે રમવા જઇ આવી હતી. બેબીને બંગલે બાગમાં હીંચકો બાંધ્યો હતો તેના પર હીંચકવાની એને ખૂબ મઝા પડતી હતી, એટલે એ બાબાને લઇને ઘણીવાર છાનીછપની બેબીને બંગલે પહોંચી જતી અને બાબાને હીંચકા પર હીંચકતી હતી. બાબાને આમ હીંચકા ખાવાનું ખૂબ ગમી ગયું હતું એટલે એ પણ લીલીની સાથે લાગ મળે ત્યારે છટકી જતો. હમણાં થોડા દિવસ-થી તો બાગમલ શેઠને ત્યાં એમના કોઇ મિત્રે અસલ સૂરપાણનો પોપટ મોકલ્યો હતો. એ બહુ બોલકો હતો અને બાળકો સાથે વાતો પણ કરતો હતો એટલે લીલી, બાબા અને બેબીને ખૂબ ગંમત પડતી હતી. આવી મજા પર પ્રતિબંધ મૂકાય તે લીલીને કેમ પાલવે?

આમ એ ચોરીછૂપીથી બેબીને ત્યાં જતી તેની જરા જેટલી પણ ખબર એણે પોતાની બાને

પડવા દીધી ન હતી. કદાચ એની કોઇ બહેનપણી બા આગળ આ વાત બાફી ન મારે એટલા માટે એણે પોતાની બહેનપણીઓને શામ દામ ભેદ અને દંડ એમ ચારે પ્રકારે વશ કરી લીધી હતી. કોઇને એમ સમજાવીને કે જો તું મારી બાને કહી દઇશ તો હું પણ તારી બાને કહી દઇશ. પછી જોઇ લે તારી મજા! એની પાસે દામ તો હતા નહિં એટલે પેણુ, પેન્સીલ કે ગોળી ટીકડીની લાંચ આપીને કોઇક લાલચુ બહેનપણીને એ મનાવી લેતી તો વળી કોઇ બહેનો વચ્ચે ખટપટ ઊભી કરાવી એમને એવી તો લડાવી મારતી કે તેઓ પોતાની જ લડવાડમાંથી પરવારે ત્યારે ચાડીચુગલી કરવા જાયને! કેટલીકને તો દાદાગીરી કરીને કે ધાકધમકી આપીને વશ કરી દીધી હતી. કેવી ચાલાક બાલિકા!

પણ એક દિવસ લીલીને પોતાની બધી બહેનપણીઓ સાથે ઝગડો થયો અને બધીએ એકકી સાથે બળવો પોકારી લીલીનું નેતૃત્વ ફગાવી દીધું એટલે લીલી એકલી પડી. તેમાં વળી બળતામાં ઘી હોમાયું. લીલીની બાએ એના માથા પર એક દિવસ સુંદર રેશમી પટ્ટી બાંધી હતી. એમ

શણગારાઇને લીલી બબીને ત્યાં ગઇ. બબીએ કુતૂહલપૂર્વક કહ્યું: 'અરે, તારી બાપટ્ટી તો જરા જોવા દે લીલી!' અને એમ બાપટ્ટી જોતાં જોતાં બબીએ અડપલું કર્યું અને લીલીની બાપટ્ટી છોડી નાંખી. પછી લીલી કાંઇ બદલો લીધા વિના રહે કે? એણે તરત જ બબીના માથા પરની વેણી ફાંસી નાખી અને તેનાં બધાં ફૂલ મસળીને



ફેંકી દીધાં. તેના પરિણામે બન્ને વચ્ચે બોલાચાલી, ચીમટા ચીમટી અને છેવટે ઝપાઝપી પણ થઇ.

'હવે તું આવજે તો ખરી મારી પાસે ગોળી ટીકડી ખાવા ને પેન્સીલ લેવા!' લીલીએ કહ્યું.

'ઓહો! બાઇ સાહેબનો મિજાજ તો જૂઓ! તે તારી ગંધાતી ગોળી ખાવા નવરૂં પણ કોણ છે! અને તારી પેન્સીલના ટુકડાની તે વળી શું કિંમત.' બેબી નાક ચઢાવીને બોલી.

'તેથી જ તો ભિખારણ જેવી મારી પાસે રોજ ને રોજ ગોળી ટીકડી માગીને ખાતી હતી!' લીલીએ ટાણો માર્યો.

અને બેબીના મગજની કમાન છટકી એટલે એ બોલી: 'હમણાં જ તારી ખબર લેવરાવું છું. જો તો ખરી!'

'હા હા લે આ ઊભી! તારાથી થાય તે કરી લે! હું કાંઇ તારે ત્યાં નથી આવતી, હું તો કુંદન કાકીને ત્યાં આવું છું. હું તો અહિં રોજ આવવાની આવવાની અને આવવાની જ. તારાથી થાય તે કરી લેજે. રોજ આવીને પોપટ સાથે વાતો કરીશ, બાગના ઝૂલે ઝૂલીશ અને પછી ઘેર જઇશ.' લીલીએ પણ બેબીનું આવ્હાન ઝીલી લેતાં કહ્યું.

'પણ હું મારા પોપટ સાથે તને બોલવા દઇશ ત્યારે બોલશે ને? તને એ પોપટનાં દર્શન પણ નહિ થવા દઇશ પછી તું બોલશે કેવી રીતે?

તારી બા પાસે આજે તો તારી એવી ખબર લેવરાવું કે તું રોજ યાદ કરે!' બેબી મારવાડ-ની મરૂભૂમિની બાળા હતી એટલે લીલોથી કાંઈ ગાંજી જાય એવી ન હતી.

પણ એટલામાં લીલીને એની બાએ બૂમ મારી એટલે લીલી બેબીના ચાળા પાડતી દોડી ગઈ અને બેબી પણ તેને ડિંગો બતાવતી પોતાના બંગલામાં ચાલી ગઈ.



બીજે દિવસે બેબીએ ઘોડી ગોઠવીને પોપટનું પિંજરૂ સળિયા પરથી કાઢી લીધું અને તેને અંદર સંતાડી આવી. લીલીને બંગલામાં આવતી

જોઇને ઠિંગો બતાવતી બતાવતી રસોડામાં નાસી ગઇ. લીલી એટલે ચઢી અને એની દ્રષ્ટિએ પોતાનો પ્રિય પોપટ ન જણાયો એટલે એને અત્યંત મનોવેદના થઇ, અને તે રડતી સુરતે ઘેર પાછી ફરી.

હવે બન્યું એમ કે બાગમલ શેઠના બંગલા-માંથી લીલીનું બહાર નીકળવું અને ડૉકટરનું બંગલામાં આવવું. એ એવી રીતે બન્યું કે ડૉક-ટરની આંખો લાલપીળી થઇ ગઇ. પણ પારકે ઘેર ક્યાં ધમાલ કરવી એટલે એ ચૂપ રહ્યા અને આંખના ડોળા ચઢાવી લીલીને ધીમેથી કહ્યું: 'મને જરા ઘેર તો આવવા દે. પછી તારી ખબર લઉં છું.'

અને લીલી વિલે મોંએ ઘેર ગઇ. પછી થોડી-વારે જ ડૉકટર ઘરમાં આવ્યા અને લીલીને પોતાની પાસે બોલાવી:

'લીલી! અમે તને શું કહ્યું હતુ? તું બેબીને ત્યાં કેમ ગઇ હતી? તું ગઇ તો ખરી પણ સાથે બાબાને કેમ તેડી ગઇ હતી?'

અને લીલી પગ વડે જમીન ખોતરતી નીચું ઘાલીને ઉભી રહી. એક તો એની પોતાની મનો

વેદના એનું હૈયું હલમલાવતી હતી અને તેમાં પાછો બાપાજી શું કરશે તેની બીક એનું હૈયું ફફડાવતી હતી. એટલેથી જ પતતે તો ઠીક પણ દુકાળમાં અધિક માસની જેમ એની બા પણ રસોડામાંથી દિવાનખાનામાં આવી અને લીલીના અસ્તવ્યસ્ત વાળ જોતાં જ બોલી: 'લીલી! મેં તો તારા વાળ ઓળીને બોપટ્ટી બાંધી હતી. ક્યાં નાખી આવી એ રેશમી બોપટ્ટી?'

લીલીના મોંમાંથી એક શબ્દ નીકળી ન શક્યો. એ ચિત્રવત બનીને થાંભલા જેવી ઊભી રહી. ન હાલે કે ન ચાલે. એ જવાબ પણ શું આપે? એનું હૈયું ભરાઇ આવ્યું અને એની આંખમાંથી આંસુ સરવા લાગ્યાં.

એટલામાં જ બાબો ખોં ખોં કરતો દિવાનખાનામાં દાખલ થયો. ડૉકટરે બાબાને ખાંસી ખાતો સાંભળ્યો એટલે એમનો મિજાજ કાબુમાં ન રહ્યો. એમણે એક સજ્જડ તમાચો લીલીને લગાવી દીધો અને બોલ્યા: 'લે જોઇ લે આ પ્રસાદ! સેંકડોવાર તને કહ્યું હતું કે બેબીને ત્યાં ન જઇશ છતાં તું ગઇ અને તે પણ બાબાને લઇને એટલે બાબાને ઉધરસ થઇ.'

'આ છોકરીનું મારે કરવું શું તે જ મને સમજાતું નથી. એ મરી જાય તો જ એનાથી છૂટાય.' વસુમતીએ વલોપાત કરતાં પોતાના જ પેટની પુત્રીનું મૃત્યુ ઇચ્છયું.

'એને તો આજે પૂરી જ કરી નાખું છું.' કહેતા ડૉક્ટર લાકડી લેવાને દોડ્યા.

'ના, કાકા! હવે હું કદી પણ બબીને ત્યાં નહિં જાઉં. આટલીવાર મને જવા દો. માફ કરો.' લીલીએ કાલાવાલા કર્યાં.

'હંઅઅઅ! હવે કાલાવાલા કરે છે? લે લેતી જ જા. આજે તને એવી તો મહાપ્રસાદી મળશે કે તારી જનમની ખોડ તું ભૂલી જઇશ.' વસુમતીએ ઘામાં મીઠું છાંટવાનું કામ કર્યું.

આમ બા બાપાના ક્રોધ વચ્ચે લીલી સપડાઇ હતી, અને એના મનને પણ ખાત્રી થઇ ગઇ હતી કે આજે તો મારી બરાબરની વલે થવાની જ. પણ પડેલાની પીડા તો પ્રભુ જાણે ને! એટલે કે પછી લીલીના નસીબમાં આજે મહાપ્રસાદી ચાખવાનું ન હશે તેથી, ગમે તે હો પણ લીલી બચી ગઇ. બરાબર અણીની પળે જ કુંદનકાકી પોતાનું ભારે શરીર ઉચકતાં હાંફતાં હાંફતાં

દિવાનખાનામાં દોડી આવ્યાં. એમના હાથમાં પોપટનું પિંજરૂં હતું.



'અરે કુંદનબહેન! તમે ક્યાંથી?' વસુમતી નવાઇ પામી બોલી.

'પણ લીલી કેમ પણે ઊભી ઊભી રડે છે?' કુંદને સવાલનો જવાબ ન આપતાં ઉલટો સામેથી પ્રશ્ન પૂછ્યો.

'એ તો છે જ એવી. એને તો માર બડો દાતાર છે. એના વિષે કાંઇ મને પૂછશો નહિં. મેં ગયા ભવમાં કૈં કેટલાં પાપ કર્યાં હશે તે મારે પેટે આ પથરો પડી!' વસુમતી બોલી.

'અરે એવું તે અપશુકનિયાળ શા માટે બોલો છો! લીલી કેવી ડાહી અને ચબરાક છે! આવી સોના જેવી છોકરીને આમ પથરો શું કહો છો! આવ મારી દીકરી કરૂં.' કુંદનકાકી બોલ્યાં અને

લીલીને પોતાના પડખામાં ખેંચી. આમ આશ્રય મળતાં જ લીલી ધ્રુસ્કે ધ્રુસ્કે રોઇ પડી એટલે કાકી બોલ્યાં : 'વસુમતીબહેન ! તમારી લીલી કેવી સારી છોકરી છે ! મારી બેબી તો મહા તોફાની છે તોફાની. આજે તો એણે એવું કર્યું હતું કે વાત જ ન પૂછો. કોણ જાણે શાથી એણે પોપટનું પિંજરૂ ઉતારી લીધું ને તેને કોઠારિયામાં ઘાલી આવી. તમે તો જાણો છો કે આપણા પરામાં ઉંદરનો ખૂબ ત્રાસ છે અને એ ઉંદરોને આરોગવા મીનીમાશી પણ અવારનવાર આવી ચઢે છે. એટલે બેબી પિંજરૂ મૂકીને બહાર ગઇ હશે પછી થોડીવારે કોઠારિયામાંથી ફડફડાટ અને કલબલાટનો અવાજ સાંભળ્યો એટલે હું રસોડામાંથી દોડી, અને જોયું તો મીનીમાશી પોપટના પિંજરા સામે તાકીને જીભ લપલપાવતાં બેઠાં હતાં અને પોપટ બિલાડાને જોઇને તેનાથી બચવા માટે પાંખ ફફડાવતો હતો અને એની બોલીમાં કલશોર મચાવતો હતો.

'મેં બિલાડીને હાંકી કાઢી અને પિંજરાને એના સળિયા પર ટાંગ્યું છતાં પોપટનો ફફડાટ તો ચાલુ જ રહ્યો. એને બિલાડીની બીક સજ્જડ

પેસી ગઈ છે. મેં પછી તપાસ કરી તો અમારી બેબીનું આ પરાક્રમ હતું એવું માલમ પડયું.

'મને થયું કે આજે તો પોપટનો જીવ બચી ગયો પણ બેબી ક્યારે આવો ઉત્પાત પાછી નહિ કરે તેનો શો ભરોસો? અમારી ભૂલનો ભોગ આ બિચારો પોપટ બને ને?



'તમારી લીલી રોજ અમારે ત્યાં આવીને પોપટને રમાડે છે. એને પોપટ ખૂબ ગમે છે તો તમે જ આ પોપટ પાળો. એ પોપટ પણ લીલી સાથે એવો હળી ગયો છે કે અમારા કરતાં એ લીલીનું વધારે માને છે. ગઈ કાલે હું પોપટનું પિંજરૂં સાફ કરતી હતી એટલે લાગ જોઈને પોપટ ઊડી ગયો અને ઝાડની ડાળે ચઢીને બેઠો. પછી

હું તો એને સમજાવું પટાવું ને કંઇકંઇ લાલચો આપું પણ એ તો પાછો આવે જ નહિં. એટલામાં જ તમારી લીલી આવી એને આવતી જોતાં જ પોપટ ઝટ દઇને નીચે આવ્યો અને લીલીના ખભા પર બેસી ગયો ને લીલી સાથે ગેલ કરવા લાગી ગયો. એટલે મને થયું કે લીલી જ આ પોપટને પાળે તો ઠીક તેથી હું લીલીને આ પોપટ આપવા આવી છું. કેમ લીલી! તને ગમશે ને?'

'હો, હો. કેમ નહિં. બોલો પોપટજી 'સીતારામ!' લીલી આનંદમાં આવીને તાળીઓ લેતી બોલી અને પોપટ પણ 'લીલી, લીલી, સીતારામ!' બોલવા લાગ્યો. બાબો પણ ગેલમાં આવી ગયો અને એની બાને કહેવા લાગ્યો: 'બા! મને પણ આ પોપટ બહુ વહાલો લાગે છે. આપણે એને પાળશું ને?'

અને એકના એક બાબાની ઇચ્છા એની બા કેવી રીતે નકારી શકે?

પણ એટલામાં તો લીલી કુંદનકાકીના હાથમાંથી પોપટનું પિંજરૂ લેતીકને પોતાના ઓરડામાં પહોંચી ગઇ હતી અને એની સાથે વાતો કરતી હતી.

ડૉક્ટર લેવા ગયા હતા તો લાકડી પણ આમ વચમાં જ ટૅબ્લો થઇ ગયો એટલે થંભી ગયા હતા. એમણે પણ અંદર આવીને કુંદનકાકીનો આભાર માન્યો. કુંદનકાકી જતાં જતાં કહેતાં ગયાં: 'હું શું કહું છું તમને, વસુમતીબહેન! આવી દેવી જેવી દીકરીને કદી ગાળ–બાળ દેશો નહિં. તમારાથી ના પલચાતી હોય તો મને સોંપી દો. હું એને પાલવીશ.'

'ના, ના! એમ તે કાંઇ બને ખરૂં! હોય એ તો બચ્ચું છે ઘડીમાં તોફાન પણ કરે અને પાછું લાડ પણ કરતું બની જાય.' વસુમતી કુંદનકાકીને વળાવતાં બોલ્યાં.



## લીલીની લીલા

લીલીનો એવો તો રમૂજી સ્વભાવ હતો અને એની બુદ્ધિ એવી હાજરજવાબી હતી કે આપણને છક્ક કરી દે! આજે એ નિશાળેથી ઘેર આવી ત્યારે એના ગાલ લાલ લાલ હતા એટલે મેં સ્વાભાવિક રીતે જ લીલીને પૂછ્યું:

'લીલી! તારા ગાલે આ લાલલાલ શું લાગ્યું છે! શાહી છે કે?'

'ના ના નાનુકાકા, એ તો શાહી નથી પણ બાઇ લાગી છે.' લીલીનો હાજરજવાબ તરત જ આવ્યો.

'હંઅમ્મ! વાત એમ છે ત્યારે. તારી મહે-

તીએ તને તમાચા માર્યા એમને? કઇ મહેતી હતી એ?'

'અમને કવિતા શિખવવાને આવે છે ને તે. પેલી કાળી કાળી કાળકાબાઇ. એણે જ મારા ગાલવા તાણ્યા.'

'કાળકાબાઇ? એવું તે કોઇનું નામ હોતું હશે? કોઇ નવી મહેતી આવી છે કેમ? હા. પણ તારી એ મહેતીએ કેમ તારા ગાલવા તાણ્યા તે તો કહે.'

'તે અમારી મહેતી કાળકાબાઇ કાંઇ નવાં આવ્યાં નથી. પેલાં અમારી નિશાળમાં કમળાબાઇ છે ને, તેને જ અમે કાળકાબાઇ કહીએ છીએ. એનો રંગ એવો તો પાકો છે કે જાણે બ્લેક જપાન'

'આપણને શિખવનાર તો પૂજ્ય ગણાય. એમનાં નામ કાંઇ પડાય? હવે એવું નહિ બોલતી લીલી!'

'એ મહેતી અમારા વર્ગમાં આજે આવ્યાં અને અમને કહે કે આજે તો આપણે અંતકડીની-રમત રમીએ. મારા મનમાં થયું કે બહેન બહાર કાંઇ નવી રમત રમવા લઇ જશે પણ

એમણે તો કવિતાની એક લીટી ગાઇ અને પછી વર્ગને કહે, હવે એની અંતકડી બનાવો. વારાફરતી બધાનો વારો આવ્યો. છેવટનો વારો મારો હતો તે મને પૂછ્યું અને મેં અંતકડી કહી ત્યારે ઇનામને બદલે મને મળ્યાં આ ગાલ તાણુવાનાં નિશાન.'

'પણ તેં એમને ચિડવ્યાં તો હશે જ. નહિં તો બીજી કોઇ છોકરીને મારે નહિં અને તને શા માટે મારે?'

'તે દિવસે આપણે દુહાની રમઝટ સાંભળવા કાવસજી હૉલમાં ગયા હતા ને! ત્યાં એક જણે કવિતા ગાઇ હતી તે તમને યાદ છે?'

'કોણે ગાઇ'તી? કઇ?'

'કોણે તે જાણે મારી બલારાત! પણ કવિતા મને બરાબર યાદ છે. 'જનની જણે તો ભક્ત જણુ કાં દાતા કાં શૂર, નહિં તો રહેજે વાંઝણી મત ગુમાવીશ નૂર.'

પણ જેવી મેં એ કવિતા ગાઇ તેવાં જ મહેતીજી મારા પર ધસી આવ્યાં અને મારા ગાલમાં ચીમટા ભરીને લપ્પડો મારી મારીને લાલ લાલ બનાવી દીધા. એવા તો ચમચમે છે!' ગાલે હાથ

ફેરવતી ફેરવતી એ બોલી.

મને તો લીલીની કવિતામાં કાંઇ પણ વાંધા ભર્યું ન લાગ્યું કે જેથી મહેતીજીના મગજની કમાન છટકે, પણ એટલામાં જ સરોજે ખુલાસો કર્યો: 'હવે મને સમજ પડી કે લીલીને શા માટે પ્રસાદી મળી. એ કમળા તો વાંઝણી છે વાંઝણી! પછી એને લીલીનો ટોણો કેમ ન લાગે? એ ઘરડી થવા આવી છતાં એણે સારો દહાડો તો જોયો નથી અને તેથી એ હંમેશાં કુમાએલો ચહેરો લઇને ફરે છે.'

અને મારી પણ ખાત્રી થઇ ગઇ કે મહેતીને લીલીની કવિતા હાડોહાડ લાગે તેમાં શી નવાઇ?

'અને કાકા! કાલની વાત તમને ખબર છે?' કિરણે મને પૂછ્યું.

'કાલની વાત? કઇ?'

'પૂછોને આ લીલીને.'

એ સાંભળતાં જ લીલી બોલી પડી: 'લેને હું જ કહું છું. નાનુકાકા, કાલે એક નવાં બાઇ અમારો વર્ગ લેવા આવ્યાં હતાં. તેમને વળી સંસ્કૃતનો ભારે શોખ તે વાતવાતમાં સંસ્કૃત શબ્દો બોલે. અમને તો આખો સમય એવો કંટાળો

ભરેલો લાગ્યો કે આ બલા ક્યાં ચોંટી! અને થોડીવાર પછી અમને કહે: 'બોલો જોઇએ, તમને કોઇ સંસ્કૃત શ્લોક યાદ છે કે?' અને પેલી દોઢ-ડાહી દમયંતી બોલી ઊઠી: 'હા હા બહેન! કહો તો હું બોલું.' અને એમણે હા કહી, એટલે તો એણે એક લાંબોલચ શ્લોક ગાયો. મારા મનમાં પણ ચટપટી થવા લાગી કે લાવ હું પણ પેલો શ્લોક બોલું, પણ કિરણે મને દબાવી રાખી. બહેન પણ અમારા માથાનાં મળ્યાં તે કહે: 'આટલા મોટા વર્ગમાંથી ફક્ત એક જ છોકરી સંસ્કૃત શ્લોક જાણે છે ને?' એટલે હું ઝટ દેતીકને ઊભી થઇ ગઇ અને બોલી: 'દેવી ભાનુમતીબાઇ! અષ્ટપુત્રા ભવોભવ' અને એ સાંભળતાં જ અમારાં નવાં બહેન રડી પડ્યાં અને વર્ગમાંથી ચાલ્યાં ગયાં. પણ હેં નાનુકાકા! એ શા માટે ચાલ્યાં ગયાં હશે?'

અને અહિં પણ સરોજે જ વાતનો છેડો ઉપાડી લીધો. એણે કહ્યું: 'અમારા ભગિની મંડળમાં મંત્રી છે ને, તે ભાનુમતી બહેન બિચારાં બે વરસ પરજ વિધવા થયાં છે તેજ. એવી નરમ અને સાલશ વિધવા બાઇને આ લીલી 'આઠ આઠ પુત્રો જનમે તમને' એવો આશી-

વાદ (!) આપે પછી એમની ધીરજ ખૂટી જ જાયને અને રડે નહિં તો શું કરે? લીલી! એમની જગાએ કમળાબાઇ હોત ને, તો તને મહા-પ્રસાદી જમાડત!'

મને આ ખુલાસાથી લાગ્યું કે લીલીએ ખરે-ખર ટીખળ કર્યું છે પણ પછી મેં તેનું કારણ જાણવા લીલીને પૂછ્યું:

'બહેન! એમ તું શા માટે બોલી?'

'પરમ દિવસે અમે વિનોદિનીમાસીને ત્યાં ગયાં હતાં. એમને ત્યાં સત્યનારાયણની કથા વંચાતી હતી. પછી પ્રસાદ વહેંચાયો અને વિનોદિનીમાસી મહારાજને પગે લાગ્યાં ત્યારે મહારાજ આમ બોલ્યા હતા: 'દેવી વિનોદિનીબાઇ! અષ્ટપુત્રા ભવોભવ' તે મને યાદ રહી ગયું. મને થયું કે આ તો ગુજરાતી લાગતું નથી તેથી મેં બાને પૂછ્યું: 'બા! મહારાજ શું કહે છે?' ત્યારે બા મને કહે: 'છાનીમર દોઢડાહ્યલી.' એટલે હું દબાઇ ગઇ. આજે ભાનુમતીબહેને અમને સંસ્કૃત બોલવા કહ્યું ત્યારે મેં વિનોદિનીમાસીને બદલે ભાનુમતી બહેનનું નામ મુક્યું ને એ શ્લોક બોલી. એમાં મારો શો વાંક ગુનો?'

'પણ તને એના અર્થની ખબર છે લીલી?'

'ના, નાનુકાકા! તમે જ કહો ને.'

'તો સાંભળ. તેં એમને કહ્યું કે તમારે ત્યાં આઠ પુત્રો થાય. પણ તને શું ખબર પડે કે એ વિધવા બાઇ છે એટલે એને પુત્ર ન થાય?'

'ત્યારે શું પુત્રી થાય?'

મને લીલીની હાજરજવાબીથી હસવું આવી ગયું. તે માંડ દબાવતાં મેં કહ્યું: 'વિધવા સ્ત્રીને પુત્ર કે પુત્રી કંઇ જ ન થાય. પછી તું એમને આવું કહે એટલે એમના હૃદયમાં આઘાત લાગે ને!'

'પણ અમારી બાઇને શા માટે પુત્ર કે પુત્રી ન થાય? બીજીના વર્ગની બહેન છે ને, તેને તો પરમ દિવસે જ દીકરી આવી. પછી અમારી બહેનને કેમ ન થાય?'

'અરે લીલી! તને ક્યાં ભાન છે કે એ બીજીના વર્ગની મહેતીને વર છે, અને ભાનુ-મતીબહેનને તો નથી વર કે નથી ઘર. જેને વર ન હોય તેને છોકરાં ન થાય.'

'થાય છે. પેલાં ચંચળકાકીનો વર ક્યાં છે? છતાં એમને ચાર છોકરા અને બે છોકરી છે.'

મારા મનને થયું કે આ લીલીને સમજાવવી શી રીતે? એટલે હું હસવા લાગ્યો અને વાત બદલવાના ઉદ્દેશથી બોલ્યો: 'લીલી! તને તારી બા ઓઢણીઘાઘરી ક્યારે પહેરાવશે? અમારી કિરણને તો મારવાડી ફેશનનાં ઘાઘરી કબજો સીવરાવ્યાં છે તે કાલે આવ્યાં.'

'પણ કિરણ પાસે મારા જેવા સેંડલ ક્યાં છે?'

'ક્યાં છે તારા નવા સેંડલ? મને તો તેં નવા સેંડલ બતાવ્યા જ નહિ.'

'બા કહે છે કે નવા સેંડલ હું કોઇ ઠેકાણે ભૂલી ન જાઉં તેથી ઠેકાણે મૂકી રાખ્યા છે.'

'ક્યાં મૂકી રાખ્યા છે?' કિરણે પૂછ્યું.

'બાએ કહ્યું કે લીલી! તારા નવા સેંડલ એવા ઠેકાણે સંભાળીને મૂકજે કે કોઇની એના પર નજર ન પડે અને કોઇનો હાથ પણ ન લાગે એવી રીતે મૂકજે.'

'તો પછી તેં સેંડલ તીજોરીમાં મૂક્યા ને?'

'જાવ જાવ નાનુકાકા! મારી મશ્કરી કેમ કરો છો? જાવ નથી કહેવાની.'

'ના ના! મને એકલાને કહે.'

'મૂક્યા છે એક ઠેકાણે.'

'પણ અમને બતાવ તો ખરી કે ક્યાં મૂક્યા છે?'

'જાવ. તમને નહિં બતાવું.' કહેતી લીલી એને ઘેર દોડી ગઇ. અને હું એ વાત ભૂલી પણ ગયો.

પણ નવા સેંડલ લીલીએ ક્યાં સંતાડ્યા છે તે અમે બીજે જ દિવસે જાણ્યું.

સવારના પહોરમાં દાતણપાણી કરી અમે ચહા પીવાની તૈયારી કરતા હતા ત્યાં લીલીનો રડવાનો અને વસુમતીનો મારવાનો એમ બન્ને અવાજ અમારા કાને અથડાયા. એટલે સરોજ ઊઠીને લીલીને બચાવવાને દોડી અને થોડી વારમાં જ લીલીનો હાથ પકડીને હસતી હસતી પાછી આવી.

મને સમજ ન પડી કે એ શા માટે હસતી હશે! એટલે મેં એને પૂછ્યું: 'પણ તું હસે છે કેમ? શું થયું તે તો કહે.'

'અથાણા પાપડ બધાં અભડાવી માર્યાં એટલે વસુમતીબહેને લીલીને કોપરાપાક જમાડ્યો.'

'પણ કેવી રીતે અભડાવ્યાં તે તો કહે.'

'કાલે નો'તી કહેતી કે સેંડલ એવાં તો ઠેકાણે મૂક્યાં છે કે કોઇની નજર પણ ન પડે.

તે એણે એનાં નવાં સેંડલ અથાણું પાપડ રાખવાના કબાટમાં મૂકયાં હતાં.'

'ખરી વાત છે લીલી! સેંડલ, ચંપલ કે ચામડાંની કોઇ પણ ચીજ કાંઇ રસોડામાં મૂકાતી હશે કે?'

'પણ મને શું ખબર કે મારાં સેંડલ બાનાં અથાણાં પાપડ અભડાવશે? બાએ જ કહ્યું હતું ને કે સેંડલ એવે ઠેકાણે મૂકજે કે તે કોઇની નજરે ન ચઢે. અને વળી પાછું નહોતું કહ્યું કે લીલી! કોઇનો હાથ ન પડે એવે ઠેકાણે સેંડલ મૂકજે એટલે મને થયું કે બા કહે છે તેમ નજર ન પડે એ રીતે તો અથાણાં પાપડ જ મૂકવામાં આવે છે.'

'કેમ? શા માટે?'

'મધુરીમાશી તે દિવસે બાને કહેતાં હતાં કે અથાણું બગડે તેનું વરસ બગડે માટે અથાણું કોઇની નજર ન પડે ત્યાં મૂકજે, એટલે બાએ રસોડાના માળિયાપર પેલું નાનકડું કબાટ છે ને ત્યાં અથાણું પાપડ મૂકયા હતા. મને તે ખબર હતી એટલે મેં પણ મારા સેંડલ નજર ન પડે તેમ પાપડ અથાણાના કબાટમાં મૂકવાનો વિચાર

કર્યો. પણ એ ઉંચા કબાટ સુધી પહોંચવું શી રીતે? એટલે હું પાણીઆરા પર ચઢી ને પછી



પેલું કબાટ ખોલ્યું. પછી બધી અથાણાની બરણીઓ હતી તેની વચ્ચે સેંડલ સંતાડી દીધા. મેં બાના કહેવા પ્રમાણે કર્યું છતાં મને એણે મારી. આજે તો કાકાનેજ કહી દઇશ કે બા મને બહુ મારે છે.'

'તે શું તારી આરતી ઉતારે કે?' સરોજથી

નહિં રહેવાયું એટલે એ બોલી ઊઠી.

અને એનાં કાકી આમ બોલે એ લીલીથી કેમ સહન થાય! એ રડું રડું જેવી થઇ ગઇ એટલે મેં એને કહ્યું:

'જો લીલી! વડીલ જેમ કહે તેમ તારે કરવું જ જોઇએ. પણ વડીલ શું કરે છે તે અને શા માટે કરે છે તેનો પણ સાથે સાથે તારે વિચાર કરવો જોઇએ. એમ આંધળીયાં કરી આજ્ઞાનું અક્ષરસ: પાલન કરવું એ સારી વાત છે પણ તેની પાછળ જે ઉદ્દેશ હોય તે તારે સમજી લેવો જોઇએ. તું તારાં પુસ્તકો, પથ્થરપાટી, પેણ, પેન્સીલ બધું ગમે તેમ રખડતું નાખે છે અને પછી તારો ભાઇ એ બધાંને ગમે ત્યાં ફેંકી આવે છે. પછી તને જ્યારે જરૂર પડે અને તું શોધાશોધ કરે ત્યારે માંડ માંડ તારા હાથમાં એમાંની કોઇક ચીજ આવે, અને તે પણ આવે તો કાં તો ચોપડીનાં પાનાં જ ફાડી નાખેલાં હોય કે પથ્થરપાટીમાં તડ પાડી હોય અને પેન્સીલનું તો ઠુંઠું જ બનાવી દીધું હોય! પેણનો પત્તો જ ન લાગે. પછી તું ધમપછાડા કરે અને તારી બા ચિડાય એટલે તને મારે. તારા કાકા કલકત્તાથી તારા માટે નવા

સેંડલ લઇ આવ્યા એટલે તારી બાને થયું કે તું એ નવા સેંડલ રખડતા ન રાખે તો ઠીક, અને એ ઉદ્દેશથી તને એ ઠેકાણે મુકી દેવાનું કહ્યું. તારે એ સેંડલ તારા કાકાનું બૂટનું કબાટ છેને તેમાં મુકી દેવા હતા અથવા કબાટ નીચે સંતાડી દેવા હતા. તેને બદલે તું તો રસોડામાં લઇ ગઇ અને તે પણ પાણીઆરા પર ચઢીને અથાણાં પાપડના કબાટમાં મૂકયા! રસોડામાં કાંઇ ચામડાના સેંડલ લઇ જવાય કે?'

'પણ મોટા માણસો ચામડુ રસોડામાં તો શું પણ દેવમંદિરમાં સુદ્ધાં લઇ જાય છે તેનું શું? અમારા ગામમાં ગોપાળકાકા રોજ ચામડાં પર બેસીને પૂજા કરે છે. મોટા બ્રાહ્મણ જ્યારે ચામડા-થી અભડાઇ જતા નથી તો બાનાં અથાણાં પાપડ ક્યાંથી અભડાય?'

'પણ તું કાં ભૂલે છે, લીલી! એ ચામડુ હરણનું હોય છે અને હરણનું ચામડુ તો પવિત્ર ગણાય છે.'

'તે શું ગાયને આપણે પવિત્ર ગણતા નથી? મારા કાકા કહેતા હતા કે: 'મારાં સેંડલ તો વીલોકાફનાં બનેલાં છે.' મેં પૂછ્યું કે: 'વીલોકાફ

એટલે શું?' ત્યારે કહે 'વિલાયતમાં વાછરડાના સુંવાળા ચામડાંને વીલોકાફ કહે છે. એ ચામડું ખૂબ મુલાયમ હોય છે તેથી તારે માટે હું ખાસ કલકત્તાથી એ લઇ આવ્યો છું.' એટલે મને લાગ્યું કે જેમ હરણનું ચામડું પવિત્ર ગણાય છે તેમ પવિત્ર ગાયના વાછરડાનું ચામડું પણ પવિત્ર ગણાતું હશે. તેથી મેં સેંડલ રસોડામાં મૂકયાં હતાં.'

હવે કેવી રીતે આ વકીલને પણ વાદમાં હરાવે એવી કુશાગ્ર બુદ્ધિની બાલાને સમજાવવી તેનો મને કોયડો બની ગયો! એ દરેક વાતમાંથી કાંઇક પણ એવું છટકું શોધતી હતી કે જેનો જવાબ જ ન આપી શકાય તેથી મેં હાર સ્વીકારી લીધી અને લીલીને બીજી વાતે ચઢાવવાના વિચારથી કહ્યું: 'લીલી! હું તારે માટે ઘાઘરી કબજો સીવરાવીશ. બરાબર કિરણના જેવો જ. પછી તમે બન્ને બહેનપણીઓની જોડ એવી દીપશે કે બધી છોકરીઓ ઝાંખી પડી જશે.'

'હા, હા, નાનુકાકા! તો તો ખૂબ મઝા પડે. પેલી ચીબાવલી ચંચળ છે ને, તે નિશાળે એનો મારવાડી ઘાઘરો પહેરીને બધાને બતાવ બતાવ કરે છે તેની ખો ભૂલવી દેવાય.' અને એ ગેલમાં

આવી નાચતી કૂદતી રમવા ચાલી ગઇ.

આમ તો ડૉક્ટર વિલાયત જઇ આવ્યા હતા અને તેમનો પોષાક અપ-ટુ-ડેટ રહેતો પણ જ્યારે અમે એમને કહેતા કે 'ડૉક્ટર! હવે તો સ્વદેશીનો જમાનો આવ્યો છે, સ્વરાજ ઢુંકડુ આવ્યું છે. પછી તમારો પોષાક તો છોડો.'

અને જવાબમાં ડૉક્ટર હસતા અને કહેતા: 'તમને ક્યાં ખબર છે કે આ પોષાક અમારા ધંધા માટે વધુ અનુકૂળ છે? હું તો સ્વદેશીનો જ ચુસ્ત હિમાયતી છું તે તમે નથી જાણતા?'

'ના ભાઇ સાહેબ! એ વાત તો કરો.' મેં કહ્યું.

ડૉક્ટર બોલ્યા: 'જૂઓ ઘણા લોકો બહારથી દંભ કરે છે કે તેઓ સ્વદેશીમાં માનનારા છે પણ જરા તો વિચાર કરી જૂઓ મારા સાહેબ! કે એ સ્વદેશીની ઝુંબેશ જગાવનારા પોતેજ ક્યાં એનું પાલન કરે છે?'

'કેવી રીતે? જરા સમજાવો તો ખરા' મેં કહ્યું.

અને ડૉક્ટરનો વાણી પ્રવાહ વહેવા લાગ્યો. એમણે કહ્યું: 'નાનુભાઇ! તમે નથી જોતા કે એ સ્વદેશી ભક્તો સિગરેટના દમ કેવા મારે

છે? એમની પોતાની ઘરવપરાશની ચીજો તપાસી જૂઓ. બહારથી તો શુદ્ધ ખાદીની કફની અને ખાદીની ટોપી પહેરી ફરતા હોય છે પણ એમને બ્રશ તો વિલાયતી જ જોઇએ, એમને કોલગેટ કે મૅકલીનનું જ ટુથપેસ્ટ જોઇએ, એમને સૅન્ટ, લવંડર અને તેલ પણ પરદેશી જ જોઇએ. અરે! મેં કટલાક એવા બગભકતોને જોયા છે કે વિલાયતી ઢબે જ વાળ ઓળવા માટે વિલાયતી હેર બ્રશોની બબ્બે ચરચાર તો જોડીઓ રાખે!'

એવામાં ડૉકટરને કોઇક તેડવા આવ્યું અને એ ગયા એટલે હું પણ મારા વ્યવસાયમાં પડ્યો.

ઉપરની વાતને માંડ અઠવાડિયું થયું હશે ત્યાં મને ડૉકટરની વાતની ખાત્રી મળી ગઇ.

લીલીનું મોસાળ સુધરેલા વિચારનું હતું એટલું જ નહિં પણ સુધરેલા આચાર અને આહારનું શોખીન હતું. એના મામા એમ તો તદ્દન શાકાહારી હતા પણ એમને બિસ્કીટ, ઓવલટાઇન, ટૉમેટો કૅચપ, સ્ટ્રૉબેરી અને એવા બીજા ફળોના વિલાયતી તૈયાર મુરબ્બા વગેરે લેવામાં વાંધો જણાતો નહિં અને તેથી એમની બધી બહેનો પણ એ વસ્તુઓ ખુશીથી ખાતી.

એક દિવસ લીલી અમારે ત્યાં દોડતી દોડતી ખુશખબર આપવા આવી. એ બોલી: 'કિરણ, મારાં મંજુમાસી આવ્યાં છે. તારે એમને જોવાં છે? મસ બધું ખાવાનું લાવ્યાં છે. ચાલ, તને પણ આપશે.'

કિરણે મારા સામે જોયું એટલે મેં હા કહી અને કિરણ લીલીને ત્યાં રમવા ગઇ. વસુમતીની બહેન બહુ વરસે આવી હતી એટલે બન્ને બહેનો ખૂબ ગપાટે ચઢી હતી. ડૉક્ટર એમના વ્યવસાયમાં મશગુલ હતા. આમ બે ચાર દિવસ વીતી ગયા.

એક દિવસ વસુમતી કહે: 'સાંભળો છો કે, મંજુને ભૂલેશ્વર જવું છે. તમે કહો તો હું એની સાથે જાઉં.'

ડૉક્ટરનું શરીર આજે કંઇક અસ્વસ્થ હતું એટલે એમણે હા કહી તેથી વસુમતીએ કહ્યું: 'અમે આ છોકરાંને ક્યાં સાથે લઇ જઇએ! નાહકના હેરાન થઇ જશે. તમે જરા એમને અજાનો દિવસ નહિં રાખો?'

ડૉક્ટરને પણ થયું કે ભલેને એમ થાય એટલે એમણે પોતાની મુક સંમતિ આપી અને બન્ને

બ્હેનો રવાના થઇ.

બપોરનો વખત થયો એટલે બાબાને ભૂખ લાગી તેથી એ ડૉક્ટર પાસે ગયો અને કહેવા લાગ્યો: 'મને ગોળપાપડી આપો.'

ડૉક્ટર એને રસોડામાં લઇ ગયા પણ ત્યાં એમને ગોળપાપડી જડી નહિં એટલે એમણે પેંઆ, સકરપારા વગેરે અનેક વસ્તુઓ આપી સમજાવા માંડ્યો પણ બાબાની તો બાળહઠ હતી એટલે એ કાંઇ સહેલાઇથી નમતુ શાનો આપે? ડૉક્ટરે એને પટાવ્યો: 'તારી બા આવશે ને, એટલે તને ગોળપાપડી કરી આપશે.'

પણ બાબો એકનો બે ન થયો તે ન જ થયો.

અને ડૉક્ટરે બાબાને ગોળીટીકડી લાવવાને માટે પૈસા આપી જોયા પણ ડૉક્ટરનું એ શસ્ત્ર 'દામ' પણ નિષ્ફળ ગયું. 'ભેદ'નું શસ્ત્ર તો બાળક પર શું કામ આવે એટલે સો ઉપાયના એક ઉપાયનો એમણે આશરો લીધો અને 'ખુધે છોકરૂં છાનું રહે' એ અજામાવી જોયો. પણ બાબો તો અણનમ જ રહ્યો.

બાબાની ચીસો સાંભળીને લીલી ઘરમાં દોડી આવી અને પૂછવા લાગી: 'કાકા! બાબાને શા

માટે મારો છો?'

'ત્યારે શું એની પૂજા કરૂં? એને તો ગોળ-પાપડી ખાવી છે, એ ઘરમાં નથી તે ક્યાંથી લાવું?' ડૉક્ટરે હૈયાવરાળ કાઢી.

'લાવો, હું એને ગોળપાપડી આપું.' કહેતી એ એની બાના ઓરડામાં દોડી. ડૉક્ટરને કુતૂહલ થયું કે વસુમતી ક્યારથી ગોળપાપડી પોતાના ઓરડામાં રાખતાં શીખી? પણ પછી એમને વિચાર આવ્યો કે કદાચ રાતના બાબો કજીયો કરતો હશે એટલે એને પટાવવા માટે ગોળપાપડી ત્યાં રાખી હશે. તેથી એ પણ લીલીની પાછળ અંદર ગયા. લીલીએ એની બાના કબાટનું બારણું ખોલવા પ્રયત્ન કર્યો પણ ઉપરની સ્ટૉપર એનાથી કેવી રીતે ખસે! બાબો પણ રડતો છાનો રહી ગયે એ જોઇને ડૉક્ટરને કૌતુક થયું તેથી એમણે લીલીને પૂછ્યું: 'કેમ કબાટ ખોલે છે? લીલી!'

'ભાઇને ખાવાનું આપવું છે તે માટે.'

'તે શું તારી બા કપડાંના કબાટમાં ખાવાનું મૂકે છે?'

'અરે! કબાટમાં તે કોઇ ખાવાનું મૂકતું હશે? એટલું પણ જાણતા નથી!' લીલી હસતાં

હસતાં બોલી.

'ત્યારે કબાટ ઉઘાડવાનું શું કામ છે?'

'એટલું પણ સમજતા નથી! પેલાં મારાં મંજુમાસી છે ને, તે બાબાને માટે કંઇ ગોળ ગોળ અને પોચું પોચું લાવ્યાં છે તે માટે?'

'ગોળ ગોળ અને પોચું પોચું!' ડૉકટરની અજાયબી વધતી જતી હતી. એવું તે શું વળી હશે? એમણે વિચાર્યું અને કૌતુક વધુ ન નભાવતાં એમણે વસુમતીનું કબાટ ખોલ્યું. લીલીએ ઝટ દઇને એક ડબ્બો અંદરથી કાઢી લીધો અને બન્ને ભાઇબહેન બહાર દોડી ગયાં તે જોઇને ડૉકટરની આંખ ફાટી! બિસ્કીટ અને તે પણ વિદેશી! એટલે એ તરત જ બાળકો પાછળ દોડ્યા અને એમના હાથમાંથી ડબ્બો ઝુંટવી લીધો. બરાબર આજ વખતે વસુમતી અને મંજુલા દાખલ થયાં.

લીલી અને બાબો બન્ને રડતાં રડતાં માસીને ફરિયાદ કરવા ગયાં. વસુમતી ડૉકટરના હાથમાં બિસ્કીટનો ડબ્બો જોઇને અને તેથી પણ વિશેષ તો ડૉકટરના ચહેરા પરની ખિન્નતા અને તિરસ્કારની લાગણી જોઇને ડઘાઇ ગઇ.

'વસુ! તું જાણે છે કે તું આવો કચરો બાળકોનાં પેટમાં નાખે તે મને પસંદ નથી છતાં તું બાળકોને બિસ્કીટ કેમ ખવરાવે છે?' ડૉક્ટરે ગુસ્સાથી કંપતાં કહ્યું.

પણ વસુમતીની મદદે એની બહેન દોડી આવી અને બોલી: 'બહેનનો એમાં કંઇ જ વાંક નથી. એ તો હું ભાણુભાણી માટે લાવી હતી. મેં જ ડબ્બાને કબાટમાં મૂકયો હતો.'

અને ડૉક્ટર કાંઇ અતિથી સાળી સાથે લડી શકે? એટલે એ ગુસ્સામાં ને ગુસ્સામાં બહાર ચાલ્યા ગયા અને આખો ને આખો ડબ્બો ગટરમાં ફેંકી દીધો ત્યારે એમને શાંતિ વળી.

આ વાતની જ્યારે અમને ખબર પડી ત્યારે અમારી ખાત્રી થઇ કે ડૉક્ટર સ્વદેશીના ચુસ્ત ભક્ત છે!

અને તે દિવસે એકલા પડતાં જ વસુમતીએ લીલીને બોલાવીને ધમકાવી: 'તેં જ ચીબાવલીએ બધું બાફી માર્યું!'

'પણ બા! એમાં મારો શો દોષ? બાબાને ખાવા હતા તેમાં હું શું કરૂ?' પણ લીલીનો વિરોધ વસુમતીના કાન સુધી પહોંચ્યો નહિં.

☆

## લીલીનો પૂનર્જન્મ !

એક દિવસ લીલી અમારે ત્યાં આવી ત્યારે અમે બહાર જવાની તૈયારી કરતા હતા એટલે લીલીએ પૂછ્યું: 'કિરણ! આ બધી શી તૈયારી છે?'

'જા, તે હું તને નથી કહેવાની.' કિરણે કહ્યું.

એટલે લીલી મારી પાસે આવી.

'લીલી! અમે આજે મુંબઈ જવાના છીએ.' મેં કહ્યું.

'પણ શા માટે?' લીલીએ પૂછ્યું.

'મારા એક શિક્ષક મિત્ર છે. તેમની શાળાનો રજતજયંતિ મહોત્સવ છે તે માટે તેમણે અમને બધાંને આમંત્રણ આપ્યું છે. સાંજના રમત ગમત

નો કાર્યક્રમ છે અને રાત્રે શાળાના વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓ નાટક કરવાનાં છે. કિરણને પણ એ નાટકમાં ભાગ લેવાનો છે. તે તું નથી જાણતી?' મેં કહ્યું.

'ના, કિરણે તો મને કશી વાત કરી નથી. કેમ અલી! મારાથી આ વાત છૂપાવી રાખી?' કિરણ તરફ ફરીને એણે પ્રશ્ન કર્યો.

'તે તારી બા કાંઇ થોડી તને નાટકમાં ભાગ લેવા દેવાની હતી! એટલેજ નહોતું કહ્યું.' કિરણે કહ્યું.

'ત્યારે હું તારી સાથે આવું ને?' લીલીએ પૂછ્યું.

'પણ તારી પાસે પાસ-દાખલ થવા માટેની રજાચિઠ્ઠી ક્યાં છે? તને અંદર કોણ આવવા દેશે?' કિરણે કહ્યું.

એ સાંભળતાં જ લીલીનો ચહેરો પડી ગયો. એણે રડતી સુરતે કહ્યુ: 'પણ મને કેમ પાસ નહિં?'

'તું ક્યાં નાટકમાં ભાગ લેવાની છે તે તને પાસ મળે? હું ભાગ લેવાની છું તેથી મને, મારી બાને, કાકાને અને જિતેન્દ્રને પાસ મળ્યા છે.' કિરણે કહ્યું.

હું બન્ને બાળાઓનો વાદ રસપૂર્વક સાંભળી

રહ્યો હતો.

લીલી વાદમાં તો કોઇથી ગાંજી જાય તેમ ન હતું એટલે એ બોલી: 'તે હું શું તારી બહેન નથી? તારા બા બાપાને પાસ મળે તો મને કેમ નહિ? મને તો ઠીક પણ મારા કાકા, બા અને બાબાને પણ પાસ મળવા જ જોઇએ. શું સમજી? નહિ તો હું તારી સાથે એવી તો લડીશ, એવી તો લડીશ....'

પણ લીલીને વાક્ય પૂરૂં કરવાને શબ્દો ન જડ્યા.

મને લાગ્યું કે લીલીને નિરાશ કરી પાછી કાઢવી એ ઠીક નહિ એટલે મેં ટેલીફોન પર મારા મિત્રને વાત કરી અને તેમણે મને તરત જ કહ્યું: 'તમારા મિત્રોને પણ સાથે લાવજો.'

'લે લીલી! તને પણ આવવાની રજા મળી.' મેં કહ્યું. લીલી આનંદમાં આવી ને એનું ગીત ગુંજવા લાગી.

મેં એને કહ્યું: 'લીલી! તારી બાની રજા લઇને બરાબર દસ વાગે તૈયાર થઇને આવી રહેજે.'

પણ લીલી એની બાની રજા લેવી ભૂલી ગઇ. શા માટે તે તો એ જાણે! મને એમ લાગે છે કે એની બા એને આવવા રજા નહિં આપે

તેથી જ કદાચ એણે રજા ન લીધી હશે. લીલીએ રજા નહોતી લીધી તે તો અમને પછીથી ખબર પડી.

અને રોજ દસને ટકોરે પાટલો ને થાળી લઈને બેસી જનારી લીલી રસોડામાં ન આવી એટલે વસુમતીને લાગ્યું કે કદાચ ઘડિયાળ વહેલું હશે તેથી એણે પણ લીલીની તપાસ ન કરી. સાડાદસના ડંકા થયા પણ લીલીનો પત્તો જ નહિ. એની બા મનમાં તો ખિજવાઈ પણ પછી મન મનાવ્યું કે 'આવશે, વહેલી મોડી એને પેટમાં ભૂખ લાગશે ત્યારે. રમવાની લ્હાયમાં ભૂખ શાની લાગે!'

અગિયાર થયા, સાડા અગિયાર થયા અને બારના ટકોરે ડૉકટર પણ જમવા આવી પહોંચ્યા. છતાં લીલીનું આગમન થયું નહિં ત્યારે લીલીની શોધ માટે વસુમતી બહાર નીકળી. એણે અમારે ઘેર આવીને તપાસ કરી, પણ ઘેર તાળું જોયું એટલે ત્યાંથી એણે આસપાસમાં બધે તપાસ કરી જોઇ પણ લીલીનો પત્તો લાગ્યો નહિં. આજે રવિવાર હતો એટલે નિશાળમાં રજા હતી. પછી એ નિશાળે તો ન જ જાય એ ચોક્કસ હતું તો પછી લીલી ગઈ ક્યાં? એટલામાં બાગમલ શેઠના માળીના

છોકરા છગને આવીને ખબર આપી: 'સવારે લીલી પેલો કુવો છે ને તેના થાળા પર ચઢીને મધુમાલતીનાં ફૂલ તોડતી હતી, પછી એ ક્યાં ગઇ તેની મને ખબર નથી.'

આ વાત સાંભળતાં જ ડૉક્ટર પત્નીની છાતીનાં પાટિયાં બેસી ગયાં. એને વિચાર આવ્યો: ન કરે નારાયણને કદાચ કુવામાં તો નહિં ઉથલી પડી હોય! એ વિચાર આવતાં જ એ હાંફલી ફાંફલી ઘેર દોડી અને ડૉક્ટરને વાત કરી, એટલે ડૉક્ટરના પણ હોશકોશ ઊડી ગયા. બન્ને પેલા કુવા પાસે ગયાં અને બાગમલ શેઠના માળીને કહ્યું: 'કુવામાં જરા બિલાડી ઉતારીને જુઓને! અમારી લીલી કદાચ અંદર પડી ગઇ હશે!'

એટલામાં વળી બાગમલ શેઠની બેબી આવી લાગી અને એ બોલી: 'સવારના કુવામાં મોટો ધબાકો થયો હતો.'

અને એ સાંભળતાં જ લીલીના માબાપના પેટમાં ઉકળતું તેલ રેડાયું. માળીએ બિલાડી ઉતારીને આમતેમ ફાંફાં મારી જોયાં પણ કાંઇ પત્તો લાગ્યો નહિં. એટલે ડૉક્ટરે કહ્યું: 'ભાઇ, તું જાતે અંદર ઉતરીને તપાસ કરી જોને. તને ઇનામ આપીશ

અને ખુશ કરીશ.'

માળી કુવામાં ઉતર્યો અને કુવાનું બધું પાણી ડહોળી વળ્યો. પણ અંદર લીલી હોય તો પત્તો લાગેને! એટલે ઉપર આવ્યો અને કહ્યું: 'લીલી કુવામાં તો નથીજ.'

એટલે લીલીનાં માબાપ રડતા ચહેરે ઘર તરફ આવવા નીકળ્યાં. એમના મસ્તકમાં 'ત્યારે લીલી ગઇ ક્યાં?' એ પ્રશ્નના ઘા પડતા હતા અને ડગલે ને પગલે એમના શરીરમાંથી ધ્રૂજારી વછુટતી હતી. વસુમતીની આંખમાં તો શ્રાવણ ને ભાદરવો ઉતર્યા હતા. આખરે તો માતાનું હૃદયને!

એ લોકો ઘર તરફ પાછાં વળતાં હતાં તેવામાં એક ઍમ્બ્યુલન્સ એમની પાસેથી ઝડપથી પસાર થઇ. એ ઍમ્બ્યુલન્સની પાછળ લોકોનું ટોળું પણ દોડતું હતું. લોકોના ટોળામાં બાળકો પણ હતાં. બન્ને જણે બધાં બાળકોને ધારીધારીને જોયાં પણ લીલી તેમના ટોળામાં ન હતી. એટલે ડૉક્ટરે સ્વાભાવિક રીતે એક દોડતા માણસને રોક્યો અને પૂછ્યું: 'કેમ ભાઇ! ક્યાં દોડો છો? આ બધી શી ધમાલ છે?'

'તે શું તમને ખબર નથી? એક છોકરી

મોટર નીચે અકસ્માત આવી ગઇ તેને ઍમ્બ્યુ-લન્સમાં દવાખાને લઇ ગયા ત્યાં હું તો દોડું છું.'

'મોટર નીચે છોકરી! આપણી લીલી તો ન હોય?' બન્ને જણના અંતરમાં એકી સાથે પડઘો પડ્યો. અને વસુમતી બોલ્યાં: 'આપણી લીલી તો મોટર નીચે નહિં આવી ગઇ હોય? એ છે જ એવી ઉતાવળીઅણ કે એનું ઠેકાણું જ નહિં.'

અને ડૉક્ટર પેલા ગૃહસ્થને 'કોણ હતી એ છોકરી? એણે શું પહેર્યું હતું?' એવું પૂછવા ગયા ત્યાં તો પેલા ગૃહસ્થ દૂર નીકળી ગયા હતા.

લીલીનાં ધીંગામસ્તી અને તોફાનથી, એના વાચાળપણા અને વંઠેલપણાથી (!) વસુમતી ઘણી-વાર ત્રાસી જતી હતી અને બોલતી હતી: 'ભગવાન આવી બલાથી છૂટકો કરે તોય બસ.' એવા શ્રાપ વરસાવનારી વસુમતીના બદનમાં પણ આખર માતાનું હૃદય હતું. લીલી મરી તો નહિં ગઇ હોય? એવો વિચાર આવતાં જ એ છુટી પોકે રડી પડી. માંડ સ્વસ્થ થઇ અને ધ્રૂજતા સ્વરે એણે ડૉક્ટરને કહ્યું: 'તમે પણ કેવા જડ થઇને ઉભા છો? દવાખાને જઇને તપાસ તો કરો કે આપણી લીલી તો નથીને?'

ડૉક્ટર પણ શૂન્ય મનસ્ક થઇ ગયા હતા એટલે આ વિચાર તેમના મનમાં આવ્યો ન હતો. એવામાં એક માણસને એમણે જોયો. એ માણસ બીજા કોઇ સાથે બોલતો બોલતો જતો હતો, ‘છોકરી એમ તો ચાલાક હતી પણ ડ્રાઇવરે બેવડો લીધેલો એટલે એને શાનું ભાન હોય? છોકરી મોટર નીચે આવી ગઇ ને એણે એવી તો કારમી ચીસ પાડી કે અમે બધા કંપી ઊઠ્યા પણ પેલો મોટરવાળો તો ત્યાંથી છટકી જ ગયો. સારૂં થયું કે કમળાકાન્તે એની મોટરનો નંબર જોઇ લીધો.’

‘તે ભાઇ! તમે અકસ્માત થયો તે વખતે હાજર હતા?’ ડૉકટરે પૂછ્યું.

‘હા, હા. હું મારી દુકાનમાં જ બેઠો હતો. અકસ્માત થયો અને છોકરી લોહીલુહાણ થઇ ગઇ. અરે ભગવાન!’ પેલો બોલ્યો.

‘એ છોકરીએ શું પહેર્યું હતું? ફ્રોક કે ઘાઘરી કબજો?’ વસુમતીએ પૂછ્યું.

‘મારવાડી ઘાઘરી ને કબજો.’ પેલાએ કહ્યું.

‘ત્યારે તો ચોક્કસ આપણી લીલી જ. એણે આજે સવારે મારવાડી ઘાઘરી કબજો પહેર્યાં હતાં. સાંભળો છો કે? જલદી દવાખાને દોડો અને

જોઇ આવો તો!' વસુમતીએ વિનંતિ કરી.

અને ડૉક્ટરે સીવીલ હૉસ્પીટલનો રસ્તો લીધો એટલે વસુમતી ઘેર પાછી વળી. રસ્તે એને કેટલીક સ્ત્રીઓ મળી. તે અંદર અંદર વાતો કરતી જતી હતી: 'છોકરી દેખાતી હતી તો વાણિયાની જ અને ઉંમર પણ દશ અગિયારથી મોટી તો નહિં હોય.' 'એણે કેવાં સરસ ઘાઘરી ચોળી પહેર્યાં હતાં! બા. મને એવાં નહિં કરાવી આપે!' એમની સાથેની એક છોકરી પૂછતી હતી.

અને જેમ જેમ આ શબ્દો વસુમતી સાંભળતી હતી તેમ તેમ એનો જીવ ઉંડેને ઉંડે પાતાળમાં ઉતરતો જતો હતો.

એવામાં એક છોકરી બોલી: 'બા! એ છોકરીને હાથે સોનાની બંગડી કેવી સુંદર હતી! એણે માથે કેવી સારી રેશમી બો બાંધી હતી. એના એક હાથે તો નાનકડી ઘડિયાળ પણ હતી. અને એના પગમાં તો તદ્દન નવા સેંડલ હતા.'

જેમ જેમ વસુમતીને આવી આવી વાતો સંભળાતી હતી, તેમ તેમ એના કાનના પડદા તોડી પાડે એવા એ શબ્દોના પ્રહાર થતા હતા. કારણ કે એની લીલીએ પણ બરાબર એવો જ

પોષાક પહેર્યો હતો.

ડૉક્ટર દવાખાને પહોંચ્યા ત્યારે તેમને ખબર મળી કે જખમ ગંભીર હતો એટલે પરાના નાનકડા દવાખાનામાં તે માટે પૂરતાં સાધન ન હતાં. તેથી એને જે. જે. હૉસ્પીટલમાં લઈ ગયા છે. અને ડૉક્ટરનું શરીર પાણી પાણી થઈ ગયું. એમણે તરત જ ત્યાંથી પસાર થતી ટૅક્સીને રોકી ને અંદર કૂદી પડ્યા અને એક જ વાક્ય બોલ્યા: 'જે. જે. હૉસ્પીટલ. જલદી લે લો.'

ટૅક્સી પૂર ઝડપે હૉસ્પીટલ પહોંચતી હતી અને ડૉક્ટરના હૈયામાં ગભરામણ વધતી જતી હતી. એમ તો કહેવાય છે કે ડૉક્ટર લોકો ખૂબ કઠણ હૈયાના હોય છે. મરણ પથારીએ પડેલા ને જૂએ તો પણ એમનો ચહેરો નિર્વિકાર અને શાંત હોય છે! સામાન્ય મનુષ્યનું હૃદય તો રડી પડે એવા દુ:ખદર્દમાં પણ ડૉક્ટર પોતાની ગંભીરતા જાળવી રાખે છે! પણ એ તો પારકાને! પોતાના જ પેટના ફરજંદને મરણના મુખમાં પડેલુ જોઈને કયા ડૉક્ટરનું દીલ ન રડે? ડૉક્ટરની અસ્વસ્થતા વધતી જતી હતી. આખરે હૉસ્પીટલ આવતાં જ એમણે ટૅક્સીમાંથી કૂદકો માર્યો અને

ઑપરેશન થિયેટરે તરફ દોડયા. પેલો ટૅકસી ડ્રાઇવર તો અવાક જ બની ગયો, પણ તરત જ એને પોતાનું ભાડું સાંભર્યું એટલે એ બોલ્યો: 'સાહેબ! પણ મારૂં ભાડું!'

આંખના ઇશારે ડૉકટરે એને થોભવા કહ્યું અને ઑપરેશન થિયેટરનો ઓટલો એક જ ફલાંગે



ચઢી ગયા. અંદર કોઇની શસ્ત્ર ક્રિયા ચાલતી હતી. પણ ડૉકટર તો જાણીતા હતા એટલે એમને કોઇએ રોકયા નહિં. એ અંદર પહોંચ્યા ત્યારે એમને ખબર પડી કે આ તો મારી લીલી ન હોય! ત્યારે એ કયાં હશે?

અને ડૉક્ટર જેમ તેમ ખુલાસો કરતા પાછા ઘર તરફ વળ્યા. ઘેર આવતાંજ વસુમતીને ઓટલા પર જ રાહ જોતી બેઠેલી જોઇ. એની પાસે કુંદનકાકી અને શાન્તાબહેન બેસીને આશ્વાસન આપતાં હતાં. ડૉક્ટરને જોતાં જ વસુમતીએ એમની સામે સૂચક દૃષ્ટિ ફેંકી પણ ડૉક્ટરે જવાબમાં માત્ર ડોકું ધુણાવ્યું અને એ પોતે પણ નિરાશ થઇને ઓટલે જ બેસી ગયા.

કુંદનકાકી વસુમતીને આશ્વાસન આપતાં કહેતાં હતાં: 'વસુબહેન! એમ ધીરજ શાનાં ખોઇ બેસો છો? મોટર નીચે આપણી લીલી આવી ગઇ હોય તો એને કોઇએ પણ ઓળખી ન હોત કે? એને તો આખું પરૂ ઓળખે છે તેની તમને ક્યાં ખબર નથી? એટલે નક્કી એ આપણી લીલી તો નહોતી જ અને હમણાં જ ડૉક્ટરે પણ આવીને નહિં કહ્યું કે એ છોકરી આપણી લીલી તો નથી જ. તો મારૂં કહ્યું તમે સાંભળો ને શાંત રહો. ભગવાન સૌ સારાં વાનાં કરશે.'

અને શાન્તાને સત્યનારાયણ ભગવાન પર સંપૂર્ણ શ્રધ્ધા હતી તેથી એ કહેતી હતી: 'વસુબહેન! સત્યનારાયણની પુજા કરાવવાની બાધા લો

એટલે ભગવાન એનો વાળ પણ વાંકો નહિં થવા દે.'

'અરે બહેન! સત્યનારાયણની તો શું પણ તમે જેની કહો તેની બાધા લેવા હું તૈયાર છું, જો મારી લીલી હેમ ખેમ ઘરે પાછી આવશે તો હું સવા પાંચશેરનો પ્રસાદ કરીશ.' વસુમતી બોલી.

એવામાં બહાર ગયેલી એની બહેન મંજુલા આવી. તેને પણ રસ્તામાં જ લીલી ગુમ થયાના સમાચાર મળ્યા હતા એટલે તે પણ ગાભરી ગાભરી આવતી હતી. એણે બધાનાં નિરાશ વદન જોયાં ત્યારે એને પણ હૈયાવલોવણ થઇ.

'હવે જરૂર સત્યનારાયણ ભગવાન વહારે ચઢશે.' શાન્તા શ્રદ્ધાપૂર્વક બોલી.

'બહેન! તમારા મોંમાં સાકર, જો મારી લીલીની વહારે ભગવાન ચઢીને એને અમારી પાસે લાવે તો.' વસુમતી બોલી.

'પણ પછી બાધા ભૂલી જશો નહિ.' શાન્તાએ કહ્યું.

અને એ સાંભળતાં જ વસુમતીના પેટમાં તેલ રેડાયું અને એ બોલી: 'અરે ભગવાન! હું પણ કેવી ભૂલકણી! લીલીનો જનમ થયો ત્યારે મારી બાએ બાધા લીધી હતી કે લીલી પાંચ વર્ષની થાય

એટલે એને અંબાજીનાં દર્શન કરાવવા લઇ જવી પણ પછી તો હું ભૂલી યે ગઇ. બા યે બિચારી વલોપાત કરતી મરી ગઇ ને બાધા હજી ઊભી જ રહી છે. માજીને તો વાંકુ નહિં પડયું હોય ને? ભગવાન એને હેમ ખેમ લાવશે તો આ વખતે જરૂર અંબાજી જઇશું અને બાધા મૂકી આવશું. કેમ જઇશું ને?'

વસુમતીએ ડૉકટર સામે જોઇને કહ્યું અને ડૉકટરે પણ આંખના ઇશારે જણાવ્યું કે તું જેમ કહેશે તેમ કરીશું અને પછી બોલ્યા: 'આપણી લીલીને સુખરૂપ આવવા તો દે! આવતા રવિવારે જ બાધા મૂકી દઇશું. પછી છે કાંઇ?'

☆

અમે મુંબઇ જવા માટે જેવા સ્ટેશને પહોંચ્યા તેવો જ મારો એક મિત્ર ખબર આપ્યા વિના મને મળવા આવતો જણાયો, એટલે મારે ન છૂટકે પાછું આવવું પડયું. લીલી, કિરણ અને એની બા મુંબઇ ગયાં. મારી ગેરહાજરી કરતાં કિરણની હાજરી અતિ આવશ્યક હતી, કારણ કે એ ન જાય તો નાટકમાં એનો ભાગ કોણ લે? એટલે સરોજ ન છૂટકે સાથે ગઇ.

મિત્રની સરભરા અને વાતચીતમાં હું પડી ગયો એટલે આસપાસનું ભાન ન રહ્યું.

એકાએક મને ડૉક્ટરના બંગલામાં કાળો કકળાટ થતો સંભળાયો એટલે હું તેમને ત્યાં દોડી ગયો, ત્યારે મને ઉપર જણાવ્યું તેમ બધી ખબર પડી એટલે મેં કહ્યું: 'તમે શા માટે ગભરાવ છો? લીલી તો કિરણ અને એની બા સાથે મુંબઇ ગઇ છે.'

'પણ ભલા માણસ! અમને કહેવું તો જોઇએને.' એકી સાથે બધા બોલી ઊઠ્યા અને એમનો જીવ હેઠે બેઠો.

સાંજ પડી ગઇ હતી અને રાત પડવા આવી હતી ત્યાં કિરણ હાંફળી ફાંફળી મારી પાસે દોડી આવી. એની સાથે મારા મિત્રને જોયા પણ સરોજને કે લીલીને ન જોઇ એટલે મને ચટપટી થવા લાગી. પણ હું કાંઇ પૂછું તે પહેલાં કિરણ મારી પાસે આવીને રડી પડી અને બોલી:

'લીલી'

મારા મિત્ર જરા સ્થુળકાય હતા એટલે થોડે દૂર હતા તેથી મેં કિરણને પુછ્યું: 'તે તારી બા ને લીલી ક્યાં છે?' એટલામાં તો મારા મિત્ર બોલી

ઊઠ્યા: 'લીલી અમારી શાળામાં છે અને સરોજ બહેન તેની સારવારમાં છે.'

'કોની? મારી લીલીની? એને શું થયું છે તે તો કહો.' કિરણને એકલી આવતી વસુમતીએ જોઇ હતી એટલે લીલીને કિરણની સાથે ન જોતાં એના પેટમાં ફાળ પડી. એ દોડતી આવી ત્યારે એના કાનમાં મારા મિત્રના શબ્દ પડયા અને એ સાંભળતા જ એણે પૂછ્યું.

પણ એટલી વારમાં મારા મિત્રનો શ્વાસ જરા હેઠો બેઠો હતો એટલે એમણે કહ્યું: 'તમારી લીલીને શાળાની રમત ગમતમાં ભાગ લેવો હતો અને કિરણે મને કહ્યું એટલે મેં હા પાડી. લીલીએ હરિફાઇમાં ભાગ લેવા માંડયો.'

શિક્ષકની સ્વાભાવિક રીતે જ લંબાણપૂર્વક વિવેચન કરવાની ટેવ પ્રમાણે એમણે તો લાંબી લાંબી વાત કરવા માંડી પણ અમારી ધીરજ ખૂટતી હતી. એટલામાં ડૉકટર પણ આવી પહોંચ્યા એટલે મેં કહ્યું:

'તારી માસ્તરગીરી અહિં રહેવા દે. સીધે સીધું કહી દેને કે લીલીને થયું છે શું?'

'એના ગળામાં ગોળી ભરાઇ ગઇ છે અને એ

ગભરાઇ ગઇ છે.' મિત્રે કહ્યું.

'હું જાણતી જ હતી કે ગોળી ટીકડી ખાવાની એવી ટેવ છે તે નક્કી કોઇ દિવસ કાંઇ નવું કરવાની જ.' વસુમતીએ હૈયાવરાળ કાઢવા માંડી.

'ખાવાની ગોળી નહિ!'

'ત્યારે શું પીવાની ગોળી?' ડૉક્ટરે ચીઢાઇને કહ્યું.

'પણ તમે મારી વાત તો પૂરી સાંભળતા નથી.'

'અલ્યા, તને કહ્યું કે 'તાવ આવ્યો ને ટપ મુઓ' જેવી સીધી વાત કર ને!' મારી પણ ધીરજ ખૂટી હતી.

'એ તો એ મોંઢામાં ચમચો રાખીને તેમાં કાચની ગોળી મૂકીને દોડવાની શરતમાં રહી હતી તે ગોળી.' મિત્રે કહ્યું.

એ સાંભળતાં જ અમારા હોશકોશ ઊડી ગયા. પણ ટ્રેનમાં મુંબઇ જઇએ તો બહુ વાર થાય એટલે શું કરવું તેનો પ્રશ્ન થઇ પડયો. પણ ઇશ્વરે અમારો આર્તનાદ સાંભળ્યો હશે તે ડૉક્ટરના એક મિત્રને લીલી ગુમ થયાના સમાચાર મળતાં તેઓ પોતાની મોટર લઇને લીલીની ખબર કાઢવા આવ્યા, એટલે અમે સહુ તેમની મોટરમાં ચઢી

ગયા અને મોટર મુંબઇ તરફ મારી મૂકી.

નિશાળે પહોંચ્યા ત્યારે અમે લીલીને તો બધા સાથે હસતી બોલતી જોઇ એટલે અમારા સૌના હૃદયમાં આનંદ થયો.

અમને સહુને આવી પહોંચેલા જોઇને સરોજ અમારી પાસે દોડી આવી. લીલી પણ તરત જ એને પગલે દોડતી આવી અને શાળાના સમારંભનાં પ્રમુખ પણ ત્યાં દોડી આવ્યાં. એમણે પાસે આવતાં જ અમને કહ્યું:

'જોઇને તમારી લીલી! સુખરૂપ છેને? આ તમારી લીલીએ આજે એવી લીલા કરી મૂકી હતી કે અમારો તો શ્વાસ પણ થંભી ગયો હતો.'

'ત્યારે તો તમે હૃદય પર ઠીક કાબુ મેળવ્યો લાગે છે!' ડૉક્ટરે રમૂજી ટોળ કરી.

અને અમે સહુ હસી પડ્યા.

'એ તો તમારા લોકોનાં ઉજળાં નસીબ ને અમારે માથે કાળી ટીલી ચોંટવાની નહિં તે તમારી લીલી નવે અવતારે આવી.'

'કેવી રીતે?' વસુમતીએ પૂછ્યું.

અને એમણે બધી વાત કહી.

'લીલી શાળાની બીજી છોકરીઓ સાથે હાથમાં

ચમચો ને ગોળી લઇને હારમાં ઊભી રહી. સીટી વાગતાં જ બધી છોકરીઓ સાથે એ દોડી. એણે વિચાર કર્યો કે ચમચામાં ગોળી મૂકીને દોડવું જોઇએ કે ગોળી મોંઢામાં રાખીએ તો ચાલે? શાળાના શિક્ષક કહેતા હતા: ચમચો ને ગોળી મોંઢામાં રાખીને તેને નહિં પડવા દઇને જે છોકરી પહેલી આવશે તેને પહેલું ઇનામ મળશે.' ધીરે રહીને એણે ગોળી મોંઢામાં મૂકી ને પછી હોઠ વચ્ચે ચમચો પકડીને દોડી. સૌથી પહેલી એ પહોંચી ગઇ. ત્યાં પહોંચતાં જ એને ઠોકર વાગી અને એ પડી ગઇ. પડી એટલે કાચની ગોળી ગળામાં ભરાઇ ગઇ અને અમે સહુ ગભરાઇ ગયાં. તમારા મિત્ર કિરણને લઇને તમારી પાસે આવ્યા. અમને લીલીએ ગોળી ગળ્યાની ખબર ન હતી. અમને શું ખબર કે લીલીએ આવું પરાક્રમ કર્યું હશે! એ તો એણે સાજી થયા પછી જ અમને વાત કરી ત્યારે જાણ્યું.

'શાળાની હરિફાઇ હરિફાઇને ઠેકાણે રહી અને અમે દોડાદોડ કરી મૂકી. એનું મોં પહોળું થઇ ગયું હતું અને એ માંડ શ્વાસ લેતી હતી એટલે મને લાગ્યું કે કદાચ હૃદય બંધ તો નહિં પડી જાય ને? પણ એટલામાં જ એક ડૉક્ટર શાળાના

ઉત્સવમાં આવ્યા હતા, તેમણે તરત જ લીલીના ગળામાં આંગળી નાખી અને મહામુશીબતે ગોળી કાઢી લીધી, ત્યારે લીલી કાંઇક સ્વસ્થ થઇ. પછી અમે એને થોડીવાર આરામ લેવા દીધો ત્યારે એણે પૂછ્યું: 'મને શું થયું હતું?'

'તારા ગળામાં ગોળી ભરાઇ ગઇ હતી.' અમે કહ્યું.

એ હસી પડી અને બોલી: 'ક્યાં ગઇ એ ગોળી? અને લાવો મારૂં ઇનામ.'

અમે પણ આ વાચાળ છોકરીની રમૂજ સાંભળી હસી પડ્યાં.

મેં કહ્યું: 'શાનુ ઇનામ?'

'કેમ વળી શાનું ઇનામ? ગોળી ચમચો મોંઢામાં ઘાલીને હું પહેલી આવી તેનું.'

'પણ તું ક્યાં નિયમ પ્રમાણે શરતમાં પહેલી આવી છે તે તને ઇનામ આપું? ઇનામ તો પેલી પુષ્પાને મળશે.'

'ના, મને જ મળવું જોઇએ.'

'તને નહિં આપી શકાય.'

'કેમ નહિ?'

'તેં તો ગોળી મોંઢામાં રાખી હતી, અને પછી

દોડી હતી તેનું શું? ચમચો ને ગોળી મોંઢામાં રાખીને દોડવાની શરત હતી. તેં તેમ કર્યું નથી પછી તું શાનું ઇનામ માગે છે?'

'તમે હમણાંજ કહ્યું ને કે 'ચમચો ને ગોળી મોંઢામાં રાખીને દોડવાનું' તે મેં શું ચમચો ને ગોળી મોંઢામાં નહોતાં રાખ્યાં કે?'

'મને આ છોકરીની વાચળતા ગમી ગઇ પણ એને ઇનામ કેવી રીતે અપાય? એનું વર્તન નિયમ વિરૂદ્ધ હતું છતાં મેં એને આશ્વાસન ખાતર કાંઇક ઇનામ આપવાનો વિચાર કર્યો અને એક પુસ્તક આપ્યું, એટલે તો એ ગુસ્સે થઇ ગઇ અને પુસ્તક ફેંકી દેતાં બોલી: 'મારે તો શરત પ્રમાણે પહેલુંજ ઇનામ જોઇએ. તમે ચમચો ને ગોળી મોંઢામાં મૂકવાનું કહ્યું હતું એટલે મેં તેમ કર્યું. તમે કયાં કહ્યું હતું કે ચમચામાં ગોળી મૂકીને પછી દોડવાનું છે?'

અને અમે સાએ કાનની બુટ પકડી કબૂલ કર્યું કે લીલી અમને આબાદ બનાવી ગઇ છે. મોટા બૅરીસ્ટરને પણ શરમાવે એવી એની વાદ કરવાની શૈલી જોઇને જસ્ટીસ સાહેબ પણ ખુશ થઇ ગયા અને એમણે લીલીની પીઠ થાબડતાં કહ્યું:

'લીલી! તારી વાત તદ્દન ખરી છે. કાયદેસર તને ઇનામ મળવું જ જોઇએ.'

'તો કેમ આપતા નથી?'

'શાળા તને ઇનામ નહિં આપે તો કાંઇ નહિં, લે હું તને મારી આ ફાઉન્ટનપેન ઇનામમાં આપું છું.' જસ્ટીસ સાહેબે કહ્યું.

'અને તમારી લીલીએ ફાઉન્ટન નહિં લેતાં



પેલી કવિતામાં આવે છે તેમ, 'મને તો ગમે મારી સારી કુહાડી' પોતાની હઠ છોડી જ નહિ.

'અને અમારે જસ્ટીસ સાહેબના ચુકાદા પ્રમાણે લીલીને જ પહેલું ઇનામ આપવું પડ્યું.

'પછી જસ્ટીસ સાહેબે એને આગ્રહ કર્યો

ત્યારે એણે ફાઉન્ટન પેન પણ લીધી. તે પછી તો બધાં એવાં ગેલમાં આવી ગયાં કે લીલીને ઇનામો પર ઇનામો અપાવા લાગ્યાં.

'તમારે એ બધાં ઇનામો જોવાં છે? ચાલો, પેલા ટેબલ પર બધાં ગોઠવ્યાં છે.'

અને અમે સહુ ટેબલ પાસે ગયાં ત્યારે કોઇની સાડીપીન, તો કોઇની ઘડિયાળ, કોઇની પર્સ તો કોઇનું કાંઇ એમ એક નાનકડું પ્રદર્શન ગોઠવાએલું દીઠું. વસુમતી અને ડૉકટર, સરોજ અને હું આશ્ચર્ય ચકિત બની ગયાં.

'લીલી દિવસ જીતી ગઇ.' શાળાની છોકરીઓએ એકી અવાજે કહ્યું.

અમને પણ લાગ્યું કે જરૂર લીલી આજનો દિવસ જીતી ગઇ. પણ વસુમતીથી બોલ્યા વિના રહેવાયું નહિ એટલે એ બોલી પડી: 'લીલીએ તો દિવસ જીત્યો પણ અમારો તો આખો દિવસ જીવ જીત્યો તેનું શું?' એમ કહી લીલીને ધીમી વહાલભરી ચુંટી ખણી.

'ઓ મારી બા રે! મરી ગઇ.' લીલીએ લહેકો કરતાં કહ્યું.

'ના રે બાઇ! તું તે શાની મરે! અમને

બધાને મારીને પછી મરે એવી છે.' વસુમતી બોલી.

'જો જો પાછાં માદીકરી લડી ન પડતાં.' સરોજે ટકોર કરી અને અમે સહુ હસી પડયાં.

'લીલીએ પોતાને માટે તો ઠીક પણ પોતાની બા ને બાપા માટે નાટક જોવાનો પાસ મેળવી આપ્યો અને તે ય નવે અવતારે આવીને.' મેં કહ્યું.

અને બધા બોલી ઊઠયા: 'લીલીનો પૂનર્જન્મ!'



## લીલીની ભૂગોળ

એક દિવસ એક શિક્ષિકા બહેન જેમને ભૂગોળ-નો ઊંડો અભ્યાસ હતો અને એ વિષયનાં નિષ્ણાત ગણાતાં હતાં તે લીલીની શાળામાં ભૂગોળનો કથિત પાઠ આપવા આવનાર હતાં.

એ શિક્ષિકા બહેને લીલીવાળો વર્ગ પસંદ કર્યો. લીલીની વર્ગશિક્ષિકાએ એમના આવતા પહેલાં જ વર્ગને આડકતરી રીતે ઉશ્કેરી મૂકયો હતો. એવું એવું કહીને કે 'તમે આ શિક્ષિકા બહેનને સીધો જવાબ નહિં આપતાં અને એવાં તો અકળાવજો, એવાં તો અકળાવજો કે તમારા વર્ગમાં પાઠ આપવાની ખો ભૂલી જાય. અને એક વાત કહું:

તમે ગમે તે કહેશો પણ એ બહેન તો જરાય ગુસ્સે થાય એવાં નથી. એનો એ જ એમનો હસતો ચહેરો રહેશે અને તમને ખૂબ ગંમત પડશે.'

અને વર્ગની બધી છોકરીઓએ પોતાના નેતા તરીકે લીલીની વરણી કરી કારણ કે, લીલીની વાદ કરવાની શક્તિ જગજાહેર હતી. લીલીએ પણ વર્ગપ્રમુખ થવાની બધાની ઇચ્છા સ્વીકારી લીધી.

વર્ગમાં શિક્ષિકા બહેન અને શાળાની મુખ્ય શિક્ષિકા તથા બધી શિક્ષિકાઓ આવી પહોંચી. લીલીની વર્ગશિક્ષિકાએ વર્ગમાં સૂચક દ્રષ્ટિ નાખી અને લીલીએ તેને સાનમાં સમજાવી પણ દીધું 'જોયા તો કરો કેવી ગંમત કરું છું તે.'

વક્તાની ઢબે ભાષણ કરવાની એ બહેનને ટેવ ન હતી. એમનો મત વાતચીત દ્વારા જ્ઞાન આપવાનો હતો અને બનતા સુધી તે પણ એવી આડકતરી રીતે કે બાળકોને એમ ન લાગે કે એમના પર ભારણ થાય છે.

એમણે પહેલો પ્રશ્ન પૂછ્યો : 'તમને ભૂગોળ એટલે શું તે ખબર છે?'

બધાએ ડોકું હલાવ્યું પણ લીલી ઊભી થઇ ગઇ અને બોલી: 'હા બહેન! ભૂ એટલે પાણી અને

ગોળ એટલે ખાવાનો ગોળ, એટલે ભૂગોળ એટલે ગોળનું પાણી.'



લીલીના આ ઉત્તરે બધાને ખડખડાટ હસાવી મૂક્યા અને લીલીની વર્ગશિક્ષિકાને સંતોષ થયો કે લીલી જરૂર પહોંચી વળશે જ.

'ના, બહેન! હું તો ગૉળ જે ખાવાનો આવે છે તેની વાત નહોતી કરતી પણ ગોળ એટલે દડાના જેવો ગોળ એમ પૂછું છું.'

'હંઅઅ! ત્યારે એમ કહોને. પાણીનો ગોળો તો ક્યાંથી બને પણ પાણીના બરફના ગોળા નિશાળની બહાર પેલો બહેરો બદ્રીનારાયણ વેચે છે. તમે કહો તો લઇ આવું.'

અને બધા અવાક્ બની ગયા.

શિક્ષિકા પણ કંઇક ખંચાયાં અને પછી બોલ્યાં: 'હું જેની વાત કહું છું તેમાં તો ભૂ એટલે પૃથ્વીનો અર્થ થાય છે.'

'એમ? તે તો અમે ચોમાસામાં કાદવના ગોળા બનાવીએ છીએ તેની જ તમે વાત કરો છો ને? એ પણ પૃથ્વીના જ બને છે અને વળી ગોળ હોય છે.'

મુખ્ય શિક્ષિકા લીલોના આ વાદથી અકળાઇ ગયાં અને પેલાં બહેન તરફ ફરીને બોલ્યાં: 'એ છોકરીને તો કોઇ પણ વાદમાં પહોંચી શકે એમ નથી. તે દિવસે એ મુંબઇ ગઇ હતી ત્યાં સાહેબને પણ વાદમાં જીતી લીધા તો તમને તો ક્યાંથી ગાંઠશે?'

અને પેલાં બહેને આવ્હાન સ્વીકારી લેતાં હોય એવી ઢબે કહ્યું: 'કાંઇ ફિકર નહિ? આહ! મને તો મઝા પડશે.'

અને પછી લીલી તરફ ફરીને કહ્યું : ' પેલું ટેબલ પર શું દેખાય છે? ગોળા જેવું દેખાય છે ને તે?'

' એ તો બહેન પૃથ્વીનો ગોળો.' લીલીએ થોડીક મચક આપતાં કહ્યું, કારણ કે એક ને એક વિષયને નિરસ બનાવવો એને ઠીક નહિં લાગ્યું.

' હા. તું જે જૂએ છે તે જ પૃથ્વીના ગોળા વિષે આપણે વાત કરીએ છીએ. એ વાતને બધા લોકો ભૂગોળ કહે છે. હવે તો તું સમજીને?'

લીલીએ હા કહી એટલે શિક્ષિકા બહેન બોલ્યાં : ' તો પછી હું આગળ ચલાવુંને?'

લીલીની સાથે વર્ગે આગળ ચલાવવાની સંમતિ આપી. શિક્ષિકાનો વિચાર ભૂગોળમાં આવતી વ્યાખ્યાઓ વારા ફરતી પોતાની રસિક શૈલીથી બાળાઓને શિખવવાનો હતો. મુંબઇનાં બાળકો એ તો મુંબઇ બંદર જોએલું જ હોય. એટલે એમણે બંદરની વ્યાખ્યા આપવાનો નિશ્ચય કર્યો અને બોલ્યાં :

' બહેનો, તમે જાણો છો? બંદર કોને કહે?'

' કોણ હું જવાબ દઉં કે?' લીલીએ પૂછ્યું. એની આંખમાં આવ્હાનનો પડઘો પડેલો જણાતો હતો.

અને પેલાં બહેને પણ તરત જ એ આવાહન ઝીલી લીધું અને બોલ્યાં: 'હા, બહેન! તું જ જવાબ દે.'

'જૂઓ, બંદર ઘણી જાતના આવે છે.' લીલીએ શરૂઆત કરી.

'શાબાશ!' શિક્ષિકાબહેન બોલી ઊઠયાં.

અને લીલીની આંખો ચમકી. એણે ઇશારો કર્યો કે જરા આગળ સાંભળો તો ખરાં એટલે તમને ખબર પડશે અને બોલી: 'કાળા મોંના, લાલ મોંઢાના, ઉરાંગઉટાંગ, લંગુર, ચીમ્પાન્ઝી એવા કંઇ કેટલીએ જાતના બંદર આવે છે. તમારે એ બધાના નમૂના જોવા હોય તો વિકટોરિયા ગાર્ડનમાં જજો.'

અને લીલીના જવાબે બધાને હસાવી મૂકયા. પેલાં બહેન પણ છોભીલાં પડી ગયાં. છતાં ધીરજ ન ખોતાં એ બોલ્યાં, 'બહેન! હું જીવતા બંદર-ની વાત નથી કરતી.'

'ત્યારે તમે શું મુએલા બંદરની વાત પૂછો છો? તમારે મરેલા બંદરના નમૂના જોવા હોય તો પ્રીન્સ ઑફ વેલ્સ મ્યુઝીઅમમાં જજો એટલે ત્યાં એવા નમુના જોવા મળશે.'

ડગલે ને પગલે લીલી પેલાં બહેનને વાદમાં ફસાવતી હતી. એમનો સ્વભાવ પણ રમૂજી હતો એટલે એ પણ બધાંની સાથે હસતાં હતાં. એમને બદલે જો કોઇ ગરમ મિજાજની બાઇ હોત તો લીલીના જવાબોથી ગુસ્સે થઇ જાત અને કદાચ એને મારી પણ બેસત!

'હંઅઅ! તારૂં નામ શું છે. બહેન?'

'કોનું મારૂં નામ? લીલી.'

'લીલી, હું તો 'બન-દર'ની વાત પૂછું છું, બંદરની નહિં' એમણે જરા ચીપી ચીપીને કહ્યું.

'હું બરાબર ન સમજી. ફરીથી કહોને.'

'જો બન-દર એટલે બનેલું દર. એવા બન-દરની વાત પૂછું છું. હવે સમજી?'

'ઓહો! એમાં તેં શું પૂછ્યું? તમારે બનેલાં દર બન-દર જેવાં હોય તો અમારા બગીચામાં આવજો ને. હું તમને અનેક જાતનાં બન-દર બતલાવીશ. કીડી મકોડીનાં નાનાં નાનાં અને મોટાં જોવાં હોય તો ઉંદર અને કોળનાં.'

લીલીનો આ જવાબ તો બેનમુન હતો એટલે બધા કેમ ન હસે? પેલાં બહેન પણ ખડ-

ખડાટ હસી પડયાં પણ તરત જ બોલ્યાં: 'જો બહેન! આ બન–દર તો નથી બનાવતાં કીડી મકોડી કે નથી બનાવતા ઉંદર ને કોળ.'

પરંતુ એ બહેન આગળ ખુલાસો કરે તે પહેલાં જ લીલી બોલી ઊઠી, 'ત્યારે તમે સાપના દરની વાત કરો છો. એ દરને તો રાફડા કહે છે. સાપ કાંઇ થોડા એ દર બનાવે છે? એ તો બીજાના દર પર તરાપ મારીને ઘુસી જાય છે. બન્યા બનાવ્યા તૈયાર દરનો જ એ ઉપયોગ કરે છે. એવાં દર ખોદે ઉંદર ને ભોગવે ભોરીંગ.'

આ જવાબ સાંભળતાં જ બધાં હસી હસીને બેવડ વળી ગયાં, એટલે લીલીને લાગ્યું કે હવે આ પ્રશ્નનું પણ પૂર્ણવિરામ કરી લેવું અને બીજા પ્રશ્ન વખતે જોઇ લેવું.

આખરે શિક્ષિકાબહેનને જ ખુલાસો કરવો પડયો: 'બહેન! હું જે બંદરની વાત કહું છું તે બનેલાં તો જાણે જમીનમાં જ પણ તેને ઉંદર કે બીજાં પ્રાણીઓએ બનાવેલાં નથી પણ દરિયાના પાણીએ બનાવેલાં છે. તું પાલવાબંદર કોઇ વખત ગઇ છે?'

લીલીએ કહ્યું: 'હા, ઘણીયે વાર ગઇ છું.'

'હું એવા જ બંદરની વાત કરતી હતી. એવાં બંદર કાં તો કુદરત બનાવે અને કાં તો માણસો બનાવે. કુદરતી બંદરમાં કુદરતી રીતે દરિયાના પાણીએ કિનારાની જમીન ખોદી નાખી હોય અને ત્યાં એવાં તો ઊંડાં પાણી બનાવી દીધાં હોય કે મોટી મોટી આગબોટો પણ ત્યાં આવી શકે. કોઇક ઠેકાણે આવાં કુદરતી બંદરો હોય છે. તેનાં પાણી ઊંડાં હોતાં નથી પણ છાછર હોય છે. એવા સ્થળે માણસો દરિયાની માટી ખોદી કાઢી અને ઊંડા કરે છે અને પછી કિનારાની જમીન દરિયામાં ધસી પડે નહિ એટલા માટે મોટી મોટી દિવાલો બાંધી લે છે. એવું માણસે બનાવેલું બંદર તે આપણું પાલવાબંદર. કુદરતી બંદર જોવું હોય તો કાઠિયાવડ કચ્છના કિનારે નાનકડાં કુદરતી બંદરો કેટલાંય આવેલાં છે. જેવાં કે ભાવનગર, પોરબંદર, જામનગર, ઓખા વગેરે. પણ આવાં છાછરા પાણીનાં બંદરમાં મોટી આગબોટો આવી શકતી નથી. ભરતી હોય ત્યારે નાની નાની આગબોટો કિનારા સુધી આવી શકે છે.'

'ત્યારે અમારૂં સૂરત બંદર ખરૂં ને? અમને એક દિવસ અમારાં બ્હેન કહેતાં હતાં કે સૂરત

તો ચોર્યાસી બંદરનો વાવટો કહેવાતું હતું. પણ ત્યાં ક્યાં આગબોટો આવે છે?' લીલીએ પૂછ્યું.

'સૂરત બંદર એક વખત આખી દુનિયામાં વેપારધંધા માટે પંકાતુ હતું એ વાત તદ્દન ખરી છે, પણ પછી તો અંગ્રેજ સરકારે મુંબઇનું બંદર બનાવ્યું અને ત્યાં વસવાટ શરૂ કર્યો ત્યારથી સૂરતની સૂરત બદલાઇ ગઇ અને 'સૂરત સોનાની મૂરત' ની જ કહેવત હતી તે પલટાઇ ગઇ. આજે તો જે સૂરત છે તે પહેલાંના સૂરતના પગ આગળ બેસવા પણ લાયક નથી. એ સૂરત કુદરતી બંદર હતું પણ એની કાળજી ન લેવાઇ એટલે એમાં માટીનું પુરાણ વધવા લાગ્યું અને બંદર પુરાઇ ગયું. આજે પણ જો સૂરતને બંદર તરીકે ખીલવવું હોય તો ખીલવી શકાય તેમ છે.'

'ત્યારે એને કોણ ખીલવતું નથી?' લીલીએ પૂછ્યું.

'એને ખીલવતી નો'તી પરદેશી સરકાર. પણ હવે તો રાષ્ટ્રિય સરકાર સ્થપાઇ ગઇ છે. એટલે જો તેમના હૈયામાં રામ વસે તો સૂરતનું બંદર પહેલાં હતું તેમ ધીકતું બંદર બની જાય.'

પેલાં બહેને પોતાની સુંદર વાગ્છટાથી અન્ય

શિક્ષિકાઓ ઉપર તેમજ વર્ગની વિદ્યાર્થીનીઓ ઉપર ઘેરી છાપ પાડી.

પણ લીલી તો કોઇ નવી રમૂજ ખોળવાની ચિંતામાં પડી હતી અને હવે કયો પ્રશ્ન આવે છે તેની આતુરતાપુર્વક રાહ જોતી હતી!

પેલાં બ્હેને ગળુ ખોંખાર્યું અને પછી લીલીને ભૂશિરની વ્યાખ્યા બોલવા કહ્યું.

'ઓહો! એમાં શું? ભુ એટલે પાણી અને શીર એટલે માથું. કેમ પાણીનું માથુંજ ને?' લીલીએ ધડાકો કર્યો.

'કમાલ!' કેટલીક છોકરીઓ પોકારી ઊઠી અને બધાંને લાગ્યું કે ખરેખર આ છોકરી તો કમાલ કરતી હતી.

'પણ બ્હેન! મેં તને નહોતું કહ્યું કે ભુ એટલે પૃથ્વી.'

'હા. તમે તો કહ્યું હતું પણ એનો અર્થ પાણી પણ શું નથી થતો. મારી બા છે ને તે બાબાને બાળપોથી વંચાવે છે તેમાં આવે છે: 'બા ચા પા.' 'ના ભા મધ ખા.' 'ના બા ચા પા.' 'લે ભા ભૂ પી.' અને એવું એવું બા બોલે છે.' લીલીએ જરાય મચક ન આપતાં કહ્યું.

'હા. એ અર્થ પણ ખરો પણ અહિંયાં એનો અર્થ પાણી નથી થતો પણ પૃથ્વી થાય છે. ત્યારે કહે જોઇએ હવે શી વ્યાખ્યા થઇ.'

'પાણીનું નહિ તો પછી પૃથ્વીનું માથું.'

'બરાબર કહ્યું પણ એ પૃથ્વીનું માથું શું કરે છે તે ખબર છે?'

'ના, બહેન! ખબર નથી. તમે જ કહોને.'

'તમે લોકોએ માછલી તો જોઇ છે ને? એ પાણીમાં શું કરે છે?'

'એ તો પાણીમાં તરે છે.'

'તે શું એ પાણીમાં માથું મારતી નથી?'

'કેમ નહિં પણ મનમાં આવે તોજ માથું મારે.'

હંઅઅઅ! બરાબર એમજ. પૃથ્વીના પણ મનમાં આવે અને એ પણ પાણીમાં માથું મારે.' શિક્ષિકા બહેન લંબાણથી સમજાવવા ગયાં પણ લીલીએ એમને વચ્ચે જ પકડી પાડ્યાં અને બોલી:

'પણ માછલીની જેમ પૃથ્વીમાં ક્યાં જીવ છે?'

આ છોકરી તો ગમે તેને છક્કડ ખવડાવે એવી છે! એની ખાત્રી પેલાં બહેનને થઇ ગઇ.

'પૃથ્વીમાં જીવ તો નથી પણ એણે પાણીમાં

માથું માર્યું અને પાણીમાં એ માથું ઘુસી ગયું અને તેથી માથાની બન્ને બાજુ પાણી આવી ગયું એટલે જમીનની જે સાંકડી પટ્ટી પાણીમાં ઘુસી ગઇ તેને ભૂશિર કહી. હવે સમજી?'

'હા. બહેન! જમીનની પટ્ટી પાણીમાં પેસી ગઇ પણ મારી ચોટલીની રેશમી પટ્ટી તો કંઇ કેટલીયે વાર પાણીમાં ઘુસી જાય છે છતાં પાણી તો કાંઇ ખસી જતું નથી. હેં બહેન! એ મારી ચોટલીની પટ્ટી પણ ત્યારે ભૂશિર કહેવાયને!'

અને બધાંજ એકી સાથે ખડખડાટ હસી પડ્યાં.

પેલાં બહેનને પણ આ વિચિત્ર છોકરીની વાદ કરવાની રીતથી રમૂજ આવતી હતી. એટલે મુખ્ય શિક્ષિકાએ જ્યારે લીલીને શાંત રહેવા કહ્યું ત્યારે એ બોલ્યાં:

'ના ના. એને જ જવાબ આપવા દો. મને એના જવાબો ખૂબ રમૂજ આપે છે.'

'તો તો જેવી તમારી મરજી! એ તમને એવા જવાબ આપશે કે તમારી આખી જીંદગીમાં તમે સાંભળ્યા નહિ હોય.' મુખ્ય શિક્ષિકા બોલ્યાં.

'મારે એવું જ કંઇક સાંભળવું છે. પણ

તમને તો કંટાળો આવતો નથી ને? જો તમને ન ગમતું હોય તો હું બંધ કરૂં.' પેલાં બહેને પૂછ્યું.

અને બધાંએ એકી સાથે કહ્યું, 'તમને ગમતુ હોય તો અમને કાંઇજ વાંધો નથી. અમને તો અમારી છોકરી ગમે જ ને!'

'ઠીક ત્યારે, કહે બહેન! સામુદ્રધુની કોને કહે?'

'અરે! એમાં શું અઘરૂ છે! સામુ દર અને ધુણી. એટલે સાપ કે ઉંદરના દરની સામે ધખાવેલી ધુણી, તે સામુ–દર–ધુણી.' લીલીએ એવો તો આબાદ જવાબ આપ્યો કે બધાના ચહેરા હાસ્યથી ખીલી ઊઠયા.

'સામુદ્ર એટલે સમુદ્ર એવો અર્થ થાય છે. હવે કહે જોઇએ સામુદ્રધુનીની શી વ્યાખ્યા છે?' પેલા બહેનને પૂછ્યું.

'ત્યારે એમ પહેલેથી જ કહેવું હતું ને કે સામુદ્ર એટલે સમુદ્ર થાય છે. તો હું તમને તરત જ કહેત કે 'પોતાના મનમાં જેવું આવે તેવું કરનાર ધુની સમુદ્ર.' લીલીનો જવાબ હાજર જ હતો.

હવે તો પેલાં બહેનની પણ ધીરજ ખૂટી ગઇ. એમની ખાત્રી થઇ ગઇ કે આ છોકરીને તો

નહિં જ જીતાય.

એટલે એમણે સામુદ્રધુનીની વ્યાખ્યા કરીને કહ્યું કે: 'જેવી રીતે જમીનની અણિ લાંબી થઇને પાણીમાં ધુસે તેને ભૂશિર કહે છે તેનાથી ઉલટું પાણીની અણિ લાંબી થઇને જમીનમાં ધુસે તેને સામુદ્રધુની કહે છે.'

'પણ બહેન! જમીનની અણિ તો જાણે છોલીને કે ગમે તેમ થાય પણ પાણીની અણિ કેવી રીતે થાય?' લીલીએ પૂછ્યું.

આ પ્રશ્નનો જવાબ પેલાં બહેન પાસે ન હતો એટલે એમણે પોતાની હાર સ્વીકારી લેતાં કહ્યું: 'આ છોકરી ગમે તેમ કરીને પણ મને શબ્દ-જાળમાં સપડાવે છે! નક્કી આ છોકરી મોટી થશે અને ભૂલેચુકે જો વકીલાત શરૂ કરશે તો ભલ-ભલા બેરીસ્ટરો એના આગળ પાણી ભરશે.' અને પછી ઉમેર્યું:

'હવે તો વખત પણ પૂરો થવા આવ્યો અને મારી તો બધી વાત મારા મનમાં જ રહી ગઇ. પણ તેનું શું થાય? બીજી કોક વાર વળી આવીશ. પણ મન આજે તો ખૂબ જ ગંમત પડી છે.'

એટલામાં એમનો અહેભાવ ઉભરી આવ્યો

અને તેથી એમણે છોકરીઓ તરફ ફરીને પૂછ્યું: 'બ્હેનો! તમે મને ઓળખો છો?'

'તે તમે વળી કોણ છો? અમારા જેવાં બ્હેન!' એક બોલી.

'ના ના આપણાં બ્હેન જેવાં નહિં પણ એ તો 'મોટી લપ છે લપ!' બીજે ખૂણેથી અવાજ આવ્યો.

અને પેલાં બ્હેન ડઘાઇ ગયાં. હજી તો એ પાશેરામાં પહેલી પુણી હતી.

ત્રીજે ખૂણેથી વળી નવો જ સૂર આવ્યો અને તે કહે: 'લપ પણ ખરી અને આફ્ત પણ ખરી.'

આમ બધી છોકરીઓ બોલવા લાગી. મુખ્ય શિક્ષિકાને આ તો પેલાં બ્હેનનું અસહ્ય અપમાન કરવા જેવું લાગ્યું અને એ ગુસ્સે થઇને પેલી છોકરીઓ તરફ ધસી ગયાં અને તેમને મારવા લાગ્યાં પણ લીલી આવો અન્યાય કેમ સહન કરે?

એણે તરત જ મુખ્ય શિક્ષિકાનો હાથ પકડી લીધો અને બોલી: 'મોટાં બ્હેન! તમે અમને શીદને મારો છો?'

'ત્યારે હું શું તમારી પુજા કરૂં! તમને નૈવેદ ચઢાવું! તમારી આરતી ઉતારૂં?' ગુસ્સાથી કાંપતા

સ્વરે તેઓ બોલ્યાં.



'ના બહેન! અમારે એવું કાંઇ જ તમારી પાસે કરાવવું નથી. તમે તમારી જગાએ જઇને બેસો.' લીલીએ ઠંડે પેટે કહ્યું.

અને તેના ચહેરા પર તે વખતે એવી તો પ્રતિભા હતી કે મુખ્ય શિક્ષિકા પણ અંચકાઇ ગયાં અને પોતાની જગાએ જઇને બેસી ગયાં એટલે લીલીએ કહ્યું:

'બહેન! એમાં અમારો શો વાંક? કાલે અમારાં

બહેન અમને કહે કે આપણી શાળામાં કોઇક આવવાનું છે. ત્યારે અમે પૂછ્યું કે કોણ? ત્યારે એ ચીઢાઇ ગયાં અને કહે કે 'મોટી લપ' 'લપ તે વળી આવતી હશે?' અમારામાંના કોઇકે પૂછ્યું. 'અરે લપ તો ઠીક પણ મોટી આફ્ત આવવાની છે.' તેમણે કહ્યું. અને આજે જે બહેન આવ્યાં તેમને આ લોકોએ 'લપ' અને 'આફ્ત' કહ્યાં તેમાં એમનો શો દોષ?'

બધાની તિરસ્કાર ભરી નજર લીલીની વર્ગ શિક્ષિકા પર એક સામટી ઠરી ત્યારે તે નીચે મોંયે ભોંય તરફ જોતી અને પૃથ્વી માર્ગ આપે તો સીતાની જેમ તેમાં સમાઇ જવાની ઇચ્છા કરતી ઉભી હતી! આખરે એનો ચહેરો ધોળો પુણી જેવો પડી ગયો અને એ બેભાન થઇને તૂટી પડી!

☆

## બીજે દિવસે !

શાળા શરૂ થઇ કે લાલીની બરાબરની ખબર લઇ લેવાને ઇરાદે એની વર્ગશિક્ષિકા વર્ગમાં આવી. ગઇકાલની વાત ઉપાડીને એને મારે તો હો હા થાય એટલે એ કાંઇને કાંઇ બહાનું શોધ્યા કરતી હતી. એનો મિજાજ તો ધુંધવાએલો જ હતો એટલે એ વાત વાતમાં ચીડાતી હતી.

વર્ગમાં ઇતિહાસનો સમય થયો અને 'આપણા પૂર્વજો' એટલે હિંદુસ્તાનના પ્રાચીન સમયની વાત એમણે શરૂ કરી. થોડીકવાર વર્ગને સમજાવ્યા પછી વર્ગ એનું બોલવું કાંઇ સમજ્યો છે કે પેલી 'સીતાનું હરણ થયું તે પાછી સીતા થઇ

કે નહિં?' તેના જેવી વાત તો નથીને એટલે એણે વર્ગની છેલ્લી પાટલી પર નજર નાંખી અને એક છોકરીને ઊભી કરી. એને પ્રશ્ન પૂછ્યો પણ પેલી છોકરી તો તદ્દન બેધ્યાન હતી એટલે એણે તો અજબ જેવો ઉત્તર આપવા માંડ્યો. શિક્ષિકાને કારણ જડી ગયું. લીલી તો હાથમાં આવી ન હતી પણ પછી તો જે હાથે ચઢે તે પહેલી એ હિસાબે પેલીને બરાબરની ઝુડી કાઢી અને પછી તિરસ્કારપૂર્વક બોલી: 'ભદ્રા! તારા ભેજાંમાં તો ભુસુ ભર્યું લાગે છે!'

'તો તો બહેન! બહુ મઝા પડે.' લીલીએ શબ્દ પકડી લેતાં કહ્યું.

અને શિક્ષિકા તો લીલીને પકડવાની જ શોધમાં હતી. માછલી આપો આપ જાળમાં ઝપડાય તેમ લીલી પોતાની ખુશીથી જ હાથે ચઢી તો હવે એની ખબર બરોબર લઇ નાખવી એ ઇરાદે એણે પુછ્યું:

'કેમ? શા શાટે બહુ મઝા પડે?'

'કેમ! રોજ બજારમાં ભુસુ લેવા જવું પડે છે. અને તે પણ લડાઇને લીધે રૂપિયે શેર મળે છે. તમે કહો છો કે ભદ્રાના ભેજામાં ભુસુ છે તો તો અમે બધાં એના ભેજામાંના ભુસાની ઉજાણી કરીશું.

તમે પણ બહેન, આવશોને?' લીલીએ મમરો મૂક્યો.

શિક્ષિકાને શો જવાબ આપવો તે સુઝયું નહિં એટલે એ ખૂબ અકળાઇ અને એ અકળામણમાં છોકરીઓના ખિલખિલાટ હાસ્યે વધારો કરી દીધો એટલે શિક્ષિકાનો રોષ ભભૂકી ઊઠ્યો. એણે લીલીને લપડાક ચોડી દીધી. આ રીતે ગઇકાલનું જે વેર હતું તેના ઉધાર પાસામાં કાંઇક નોંધ કરાવી. પણ હજી જમા બાજુ વિશેષ હતી. એ દેવું કેવી રીતે ચુકવાય?

એટલામાં બપોરની રજાનો ઘંટ થયો એટલે બધા છુટયા.

રજા પછી એ જયારે વર્ગમાં આવી ત્યારે કંઇક શાંત હતી એટલે છોકરીઓને લાગ્યું કે જવાળામુખી શાંત પડ્યો લાગે છે. પણ અંદર તો લાવા ધગધગતો હતો.

કોઇ કારણવશાત્ કમળા એના હાથે ચઢી એટલે તેને થોડીક પ્રસાદી જમાડી અને તેના તરફ તિરસ્કાર ભરી નજર ફેંકીને એ બોલી: 'ભદ્રાના ભેજામાં તો ભુસ ભર્યું છે પણ તારા ભેજામાં તો કાંદા બટાકા ભર્યાં છે!'

'ત્યારે તો એની બાને બજારમાં શાક લેવાજ કદી જવું પડે નહિં ને. બાઇસા'બ! એ કમળા! અમને પણ તારા કાંદા બટાકા કોઇ કોઇ દહાડો આપતી રહેજે.' લીલીએ ટકોરે કરી.

'લેને હું જ આપું તને.' કહેતી વર્ગ શિક્ષિકાએ લીલીના લમણામાં મુક્કી મારીને એક મોટો બટાકો ઉપસાવી દીધો! ક્રોધાવેશમાં એણે આમ કર્યું તો ખરૂં પણ પછી પસ્તાઇ પણ ખૂબ. હવે શું થાય? એણે બીજો કાંઇ જ વિચાર ન કરતાં પોતાની સાડીનો છેડો ફાડ્યો અને તેનો પાટો પેલા ઢીમા પર સજ્જડ બાંધી દીધો. પછી ધીમા સ્વરે તદન ઓશિયાળો ચહેરો બનાવી બોલી: 'લીલી! બહુ વાગ્યુ? મને માફ નહિ કરે? હું હવે તને કદી પણ નહિં મારૂ!'

આ મારકણી મહેતીનો ત્રાસ આખી શાળામાં પંકાએલો હતો અને એના ત્રાસમાંથી જો મૂક્ત થવાતું હોય તો લીલી ગમે તે કરવા તૈયાર હતી એટલે એણે કહ્યું:

'પણ તે એક જ શરતે બને.'

'કયી શરતે?' ઉત્સાહમાં આવતાં મહેતીએ પૂછ્યું.

'આજે અત્યારે જ અમારા બધાનાં દેખતાં તમે સોગંદ ખાવ કે હવે પછી તમે કદી યે કોઇ પણ છોકરીને ગમે તે કારણે મારશો નહિં.' લીલીએ શરત રજૂ કરી.

'કબૂલ છે. આજ પછી જો હું કોઇ પણ છોકરીને મારૂં તો મને સરસ્વતી માતાના સોગંદ છે.' શિક્ષિકાએ કહ્યું.

'હંઅઅ! પણ મને સુધારો કરવા દો.' લીલીએ કહ્યુ.

'વળી શો સુધારો કરવો છે!' પેલાં બ્હેને પૂછ્યું.

'મેં આજે તમને છોકરીને નહિ મારવાના સોગંદ લેવરાવ્યા પણ કાલ ઊઠીને તમે કોઇ છોકરાની નિશાળમાં જાવ તો ત્યાં છોકરાઓને ધબેડવા માંડો તેનું શું?'

'વાહ રે લીલી! તારો વાદ! એ પણ કબૂલ છે. કોઇ પણ છોકરાને હું કદી મારીશ નહિં એવી મારી પ્રતિજ્ઞા છે. છે હવે કાંઇ બાકી?' શિક્ષિકાએ પૂછ્યું.

'હા. ત્યારે હવે મને તમે આજે મારી શા માટે તે કહો.' લીલીએ પુછ્યું.

'કેમ કાલની વાત તું ભૂલી ગઇ? તેં ગમે તેમ બચડીને મારો કેવો ફજેતો કરાવ્યો હતો! એ ફજેતાથી જ મારા મનમાં તારા માટે ક્રોધ ઉત્પન્ન થયો હતો. તેથી જ મેં તને મારી હતી.' શિક્ષિકાએ કહ્યું.

'પણ બ્હેન! એમાં મારો શો વાંક? તમેજ અમને ઘણીવાર શિખામણ નથી આપતાં કે 'હંમેશાં સત્ય બોલો' અને પછી અમે જ્યારે સત્ય બોલવા જઇએ ત્યારે અમને માર પડે એ ક્યાંનો ન્યાય?' લીલીએ કહ્યું.

'એ તો મને કાલે ચીઢ ચડી હતી તેથી હું એમ બોલી ગઇ હતી તેથી શું તમારે એ પ્રમાણે કોઇને કહેવું જોઇએ કે? એ કાંઇ સારૂ દેખાય?' શિક્ષિકાએ કહ્યું.

'સારૂ તો ન જ દેખાય. પણ તમે અમને ખૂબખૂબ મારતાં હતાં ને, અમે તેથી જ એમ કહ્યું. અમને શું ખબર કે તમારો એવો ફજેતો થશે! માફ કરજો, બ્હેન!' લીલીએ વિવેક કર્યો.

'ચાલો ત્યારે, તો હવે વેર વસુલ થયું ને!' શિક્ષિકાએ હસતાં હસતાં કહ્યું.

☆

## લીલીની નિર્ભયતા !

સ્ત્રીઓને તહેવારોનો ખૂબ શોખ હોય છે. તહેવાર કોને ગમતા નથી? તમને, મને અને બધાને જ ગમે છે ને? એવા એક તહેવારની આ વાત છે.

અલૂણાનો તહેવાર એટલે બાળાઓનો તહેવાર. તે દિવસોમાં છોકરીઓ અલૂણાં કરે ત્યારે તેમને ખૂબ ખૂબ શણગારે ! તેમને સારાં સારાં કપડાં પહેરાવે ! અને તેમને દેવમંદિરોમાં રમવા લઇ જાય ! અને પછી બેબી રમે ત્યારે તેની બા નહિ રમે કે? સ્ત્રીઓ પણ રમતે ચઢે અને બધે આનંદ અને ઉલ્લાસ પ્રસરી રહે.

એવા ગૌરીપુજનના દિવસની આ વાત છે. વસુમતીની એક બહેનપણી હતી. એનું નામ હતું નિરંજના. વસુ અને નિરૂ એ બેઉ એકબીજાને દિવસમાં એકાદ વખત પણ જો ન જૂએ તો એમનું પેટ ચઢે! એટલી બધી બન્ને જણ વચ્ચે મિત્રતા જામી હતી. નિરંજનાને એકની એક દીકરી હતી. તેનું નામ હતું હસમુખ. અને એ હસમુખ એના નામ પ્રમાણે હતી પણ હસતા મુખવાળી જ! એ હસમુખે અલૂણાં કર્યાં હતાં અને તેને અંગે ગૌરીપૂજન ઉજવવાનો નિરંજનાએ વિચાર કર્યો હતો. એટલે તેણે વસુમતી અને સરોજને પોતાની મદદે બોલાવ્યાં હતાં, અને તે પણ ચોકખું અલ્ટી-મેટમ આપીને કે 'સવારે સૂરજ ઊગે કે તરત જ દાખલ થઇ જવું, નહિં તો તમારે ને મારે કટ્ટી!'

અને ઉત્સવ મહાલવો તો સૌને ગમે એટલે વસુમતી અને સરોજ સવારના જ નિરંજનાને ત્યાં પહોંચી ગયાં હતાં. ગાય પાછળ વાછરડી તો હોય જ એટલે કિરણ અને લીલી બન્ને પોત પોતાની બાની સાથે ગયાં હતાં. અમને સહુને 'જમતી વખતે બોલાવવા મોકલીશું' એવો ચુકાદો સંભળાવવામાં આવ્યો હતો, એટલે હું તો ઘેર જ

હતો. ત્યારે તમે પૂછશો: 'તો પછી તમે લીલીની વાત કેમ જાણી?'

મેં તો જેવી વાત સાંભળી હતી તેવી જ તમને સંભળાવું છું.

ડૉક્ટર પત્ની વસુમતી, મારી પત્ની સરોજ અને ન્યાયાધીશ પત્ની નિરંજના, ત્રણે રસોડામાં અવનવી વાનીઓ બનાવવાની હરિફાઇમાં ઉતર્યાં હતાં ત્યારે બહાર બાગમાં હસમુખ, લીલી ને કિરણ ત્રણે ફૂલો ચુંટતી ફરતો હતી.

આષાડ મહિનો અને ચોમાસાનો દિવસ, અને વળી તેમાં ગઇ રાત્રે જ ખૂબ વરસાદ પડેલો એટલે બધે ચીકણો ચીકણો કાદવ થયો હતો. બાગમાં કેટલાક ખાડાઓ પાણીથી ભરાઇ ગયા હતા. તેમાં આ ત્રણે સખીઓ નાવડીઓ તરાવતી હતી. તેવામાં હસ-



મુખનો પગ લપસ્યો અને એ ખાડામાં ધસી પડી. કિરણ અને લીલી ગભરાઇ ગયાં. ખાડામાં વધારે પાણી ન હતું એટલે ડૂબવાની તો એમને ચિંતા ન હતી, પણ નીકળવું શી રીતે! કારણ કે જેમ જેમ હસમુખ નીકળવા પ્રયત્ન કરે તેમ તેમ પોચી ને ચીકણી માટી તેને વધુ ગરકાવે!

આસપાસમાં કોઇ ન હતું જે એમની મદદે આવે. જો બૂમ બરાડા પાડે તો એમને મારની ધાક એટલે શું થાય! એ પ્રશ્ન સૌના મનમાં ગુંચવાતો હતો. લીલીએ એનો તોડ તરત જ કાઢયો.

દૂર એક વાંસ પડયો હતો. તે એ દોડતી લઇ આવી અને તેને તપાસી જોયો તો મજબુત જણાયો. એ લઇ તે ખાડા પાસે આવી અને કહ્યું: 'જો કિરણ! તું આ વાંસનો એક છેડો પકડ અને હું બીજો છેડો પકડું છું. તું ખાડાની એક બાજુ રહે અને હું બીજી બાજુ રહીશ અને પછી હસમુખ, તારે એ વાંસડાને લટકી પડવાનું. જોજે સજ્જડ પકડજે હોં કે, નહિ તો તારાં સોએ વરસો પૂરાં થઇ જશે.' લીલીએ સૂચના આપી દીધી.

એક છેડો કિરણે અને બીજો છેડો લીલીએ મજબૂત પકડયો અને પછી વાંસ સરકાવતાં હસમુખ-

ની પાસે લઇ ગયાં. હસમુખની પાસે જેવો વાંસ પહોંચ્યો કે તરત જ એણે વાંસને નાગચુડ મારી એટલે લીલી બોલી: 'હોંશિયાર! જો કિરણ! હું એક બે ને ત્રણ બોલું તેની સાથે જોરથી વાંસ ઉંચો કરી દેજે અને પછી આપણે દોડી જઇશું.'

અને બન્ને બાળાઓએ એવી તો ચપળતાથી હસમુખને ખાડામાંથી સહીસલામત બચાવી લીધી કે અમે જ્યારે એમનું એ પરાક્રમ હસમુખને મોંએ સાંભળ્યું ત્યારે અમે સહુ લીલીની કુશાગ્ર બુદ્ધિ અને નિર્ભયતાનાં એકકે અવાજે વખાણ કરવા લાગ્યા.

લીલીની નિર્ભયતાનો બીજો દાખલો થોડા દહાડા પછી બન્યો.

રાંધણછઠનો દિવસ આવે એટલે તે દિવસ બધી સ્ત્રીઓ રસોઇમાં આખો દિવસ રોકાએલી જ હોય!

એ વરસે નાગપાંચમ અને રાંધણછઠ બે ભેગાં થઇ ગયાં અને એક જ દિવસે બે તહેવાર આવી પડ્યા એટલે સ્ત્રીઓ વિચારમાં પડી કે નાગપાંચમ કરીએ કે રાંધણછઠ કરીએ? પછી સર્વાનુમતે એવો ઠરાવ થયો કે બન્ને તહેવાર તો કરવા જ. સવારના નાગપાંચમ કરીને નાગની પૂજા કરવી અને પછી

બાજરી અને ચોખાની કુલેર ખાવી. બપોર પછી રાંધણછઠની તૈયારી કરવી. પુરૂષવર્ગ તો શિતળા સાતમમાં બહુ ઓછુ માનનારો હોય છે તેમ છતાં સ્ત્રીઓને રાજી રાખવા કે પછી એ બહાને રાંધણ-છઠને દહાડે ગરમાગરમ ભજિયાં ને એવું બધું સુંદર ભોજન બનતું હોય તેને તે જ દિવસે ન્યાય આપીને—બીજે દિવસે ઉની રસોઇ જમવાનો હક્ક કાયમ રાખી—આરોગવા માટે તેઓ આનાકાની ન કરતા.

વસુમતી અને નિરંજનાએ નક્કી કર્યું હતું કે સવારના નાગપૂજા કરીને નિરંજનાને ત્યાં વસુમતીએ મદદ કરવી અને સાંજે વસુમતીને ત્યાં નિરંજના મદદ કરવા જાય.

આગલી રાત્રે ખૂબ વરસાદ પડ્યો હતો અને તેથી બધે પાણીનાં નાનાં મોટાં ખાબોચીઆં ભરાયાં હતાં. કેટલાંક બાળકો તેમાં કાગળની હોડીઓ તરાવવા પ્રયત્ન કરતાં હતાં પણ હસમુખને તો થોડા દહાડા પહેલાંનો બનાવ તાજેજ હતો એટલે એને એ રમત રમવાની ઇચ્છા ન જ હોય એ સ્વાભાવિક હતું. ત્યારે હવે કઇ રમત રમવી તેના વિચારમાં બન્ને બહેનપણીઓ પડી હતી. બાળ-

કોને પાણીમાં છબછબિયાં ઊડાવવાનું ખૂબ ગમે છે અને તેથી તે પ્રમાણે રસ્તાપર જ્યાં જ્યાં ખાડા હતા ત્યાં ત્યાં છોકરાઓ પગ વડે છબછબિયાં ઊડાવતા હતા. કેટલાક તો વળી એ ખાડામાંના પાણીને હાથ વડે ઉલેચતા હતા. આમ ચારે તરફ બાળકોની રમતનું સામ્રાજ્ય જામ્યું હતું.

વસુમતી, સરોજ, સાવિત્રી, વનિતા અને એવી તો કાંઇ કેટલીએ સ્ત્રીઓ નિરંજનાને ત્યાં નાગપૂજા કરવા માટે આવી હતી અને બીજી કેટલીક આવતી હતી. આ વર્ષે નાગપૂજા કરાવવાનો વારો નિરંજનાનો હતો.

બાળકોએ [ તેમાં આપણી લીલી ને હસમુખ પણ હતાં ] ખાડાઓમાંથી પાણી ઉલેચીને તેના રેલા રસ્તા પર ચલાવ્યા. એવામાં અરવિંદને એક વિચાર આવ્યો કે આમ તો રસ્તો બધો ભીનો છે તો આપણે તેને સૂકવી નાખીએ તો કેમ ? અને એણે પોતાનો ઠરાવ બાલજગત સમક્ષ મૂક્યો.

'તે શું તું ફુંક મારીને સૂકવવાનો છે કે ?' લીલીએ એને ટાણો માર્યો અને બધાં બાળક ખડખડાટ હસી પડ્યાં.

અરવિંદ માથું ખજવાળતો ઉભો રહી ગયો.

એટલે લીલી બોલી: 'એમ ઠરાવ મૂકતાં પહેલાં કાંઇ વિચાર તો કરવો જોઇએ ને? કે પછી હાંક સુલેમાન ગાલ્લી!'

બધાંને રમૂજ પડી. લીલીને જે વિચાર આવે તે પછી એ પૂરો કરે તોજ જંપે અને તેથી એણે કહ્યું: 'પણે પેલા તબેલામાં માટી ભરેલી છે. આપણે એ સુકી માટી લાવીને આ ભીના રસ્તા પર પાથરીએ એટલે રસ્તો તદ્દન સૂક્કો બની જશે.'

અને 'અગાસીમાં ઊંટ ચઢાવી શકે' એવાં બાળકોને માટી લાવતાં કાંઇ વાર લાગે? બધાંએ રસ્તા પર ગોરમટી છાંટી દીધી. એવામાં ઝરમર ઝરમર વરસાદ વરસવા લાગ્યો એટલે કપડાં પલળવાની બીકે સૌ બંગલાને ઓટલે ચઢી ગયાં.

વરસાદ પોતાનું કામ કર્યે જતો હતો. પેલી માટી એનું પાણી ચૂસીને ધીમેધીમે પોતાનું સ્વરૂપ બદલતી જતી હતી. એનું સ્વરૂપ બદલાયાનો પ્રસાદ પેલી પ્રભાને મળ્યો!

પ્રભા અને પ્રમીલાની જોડી હતી. પ્રમીલા કાંઇક પાતળી ને ઊંચી હતી ત્યારે પ્રભા અલમસ્ત–ભાદરવાની ભેંસ જેવી અને માંડ ડગલાં ભરી શકે

એવી સ્થૂળકાય હતી. તેમનાં શરીરના આવાં વિરોધી સ્વરૂપ હોવા છતાં બન્ને વચ્ચે કેમ બહેન-પણાં જામ્યાં હતાં તે તો એમનો અંતરાત્મા જાણે!

પ્રમીલા ને પ્રભા પૂજાનો થાળ હાથમાં પકડીને વાતો કરતી કરતી આવતી હતી. પ્રભા પૈસાદાર પુરૂષની પત્ની હતી, એટલે એણે ખૂબ ઠઠારો કર્યો હતો. રેશમી સાડી અને મોતી–માણેકના દાગીના એના ભરાવદાર શરીર પર ખડકયા હતા એના હાથમાં ચાંદીનો પૂજાનો થાળ હતો. એ તાટમાં નાગપૂજાનું બધું સાહિત્ય હતું અને તે પણ બધાં ચાંદીનાં જ વાસણોમાં! બીજા હાથમાં એણે ફૂલોથી ભરેલી ટોપલી રાખી હતી.

એ બધા ભાર સાથે ભારખાનાના એન્જિનની જેમ હાંફતી ચાલતી હતી. બાગમાં દાખલ થયા પછી એને લાગ્યું કે એના પગ નીચેની ધરતી સરકી તો નથી જતી ને? પણ એ તો કદાચ વરસાદને લીધે હશે એમ એણે મન મનાવ્યું અને એણે આગળ પગલાં પાડ્યાં.

પ્રમીલા કાંઈક પાછળ હતી. એ ખૂબ સંભાળપૂર્વક ચાલતી હતી કારણ કે એને સરકી પડવાનો ડર હતો. પ્રભાએ પગમાં નવાં સેંડલ

પહેર્યાં હતાં એટલે એને પણ ડર તો લાગતો હતો છતાં હવે શું થાય? એક હાથમાં પૂજાનો તાટ અને બીજા હાથમાં ફૂલની ટોપલી એટલે સેંડલ પકડવાં પણ શી રીતે? એટલે એણે પણ કાળજી રાખી ડગલાં ભરવા માંડ્યાં પણ આ શું?

એકાએક એનાં સેંડલ વરસાદથી પેલી ચીકણી બનેલી માટી પર પડ્યાં. એ સરક્યાં અને તેમ



થતાંજ પ્રભા ચત્તીપાટ પડી. એ પડી પગુ પ્રમીલા

પર અને પ્રમીલા પણ પૃથ્વી પર પછાડાઇ પડી અને પ્રભાના ભાર નીચે ચગદાઇ. એણે બૂમાબૂમ કરી મૂકી! પૂજાના બન્નેના થાળ તો દૂર કાદ-વમાં પડયા હતા અને પડ્યા પડયા હસતા હતા. અને જૂઓ તો ખરાં પેલાં તોફાની બારકસો! બધાં મુકતમને તાળીઓ પાડીને હસતાં હતાં. એમનાં આવાં કલાશોરથી અંદર બેઠેલી સ્ત્રીઓ પણ દોડી આવી અને એ બધીઓ પણ પેટ પકડીને હસવા લાગી.

પ્રભા તો શરમની મારી મુંઝાઇ ગઇ હતી! પ્રમીલા પ્રભા પર ગુસ્સો ઠાલવતી માંડ એના ભાર તળેથી છટકી શકી. વસુમતી દોડીને પડેલી પ્રભાને ઊભી કરવા ગઇ ત્યાં તે પણ ધબાક દેતીને ચત્તીપાટ પડી. નિરંજના દોડી તો તેનો પણ એજ ફજેતો. આમ બધી બાજુએ હસાહસ થઇ રહી. લીલી તો લહેરમાં આવીને તાળીઓ પાડીને નાચતી હતી. વસુમતીની નજર એના પર પડતાં જ એનો બધો રોષ લીલી પર ઠલવાયો અને એ તડુકી ઊઠી: 'એમ હેડંબા જેવી નાચે છે શું? શરમ નથી આવતી! ચાલ અહિંથી ચાલી જા, નહિં તો તારી બરોબરની વલે કરીશ.'

એટલે લીલી પડેલે ચહેરે ત્યાંથી વિદાય થઇ.

લીલી લથડતી ચાલે ઘર તરફ જતી હતી ત્યાં એને રસ્તામાં જ મોજ મળી ગઇ. એક મદારીની આસપાસ છોકરાઓનું ટોળું વિંટળાઇ વળ્યું હતું અને મદારી તેમને બધાંને કહેતો હતો 'નાગરાજને દૂધ પાવ. આજે તો નાગપાંચમ છે એટલે નાગદેવનાં દર્શન કરો. નાગરાજની પૂજા કરો.' અને એના ગળામાં વિંટાળેલા નાગને આમથી તેમ રમાડતો હતો.

બાળકો કુતૂહલવશ થઇ નાગદેવની લપલપ કરતી જીભ ને નાગરાજનુ કાળુ બિહામણુ સ્વરૂપ એ બધું નિહાળતા ઊભા હતા. તેમની વચ્ચે લીલી જઇને ઊભી અને બોલી: 'અરે મદારી! પેલી ટોપલી પડી છે તેમાં શું છે?'

'ક્યાં? પેલી ટોપલીમાં?'

'હા.'

'એમાં તો મોટા નાગદેવ છે. તમારે લોકોને દર્શન કરવાં છે? જાઓ તો દોડતા જઇ દૂધ લઇ આવો એટલે દર્શન કરાવું.' મદારીએ કહ્યું.

'દૂધ ન હોય તો કાંઇ વાંધો નહિ. પૈસા લાવશો તો પણ ચાલશે.' મદારી જાણતો હતો કે

મુંબઇગરાઓને આ દિવસમાં ચહા પાણીના દૂધ માટે વલખાં મારવાં પડતાં હતાં ત્યાં નાગદેવને કોણ દૂધ પાવા આવશે એ વિચારે તે બોલ્યો.

એવામાં બાજુના બંગલામાંથી એક પ્રૌઢ બાઇએ મદારીને બૂમ મારીને બોલાવ્યો, અને પછી



અત્યંત ભાવપૂર્વક નાગદેવની પૂજા કરી. તેમની સામે દૂધનો વાટકો મૂકયો તે નાગદેવ બાળકોની અજાયબી વચ્ચે લપલપ ચાટી ગયા.

લીલીના મનમાં એકાએક વિચાર સ્ફુર્યો અને એ હસી પડી. એને યાદ આવ્યું કે આજે નાગ-પાંચમ છે અને તે દિવસે જે નાગદેવનાં દર્શન

થાય તો ભાગ્ય ઉઘડી જાય અને પૂણ્ય મળે, અને એવું એવું કંઈક એક દિવસ સાંભળ્યું છે. આજે નાગપાંચમ છે તો બા અને સરોજકાકી તથા નિરંજનામાસીને નાગદેવનાં દર્શન કરાવું તો એ લોકો ખૂબ ખુશ થાય અને ખૂબ ખૂબ પ્રસાદ આપે.

મદારી ટોપલી ત્યાં જ મૂકીને બંગલા તરફ ગયો હતો, એટલે બીજો કાંઈ વિચાર ન કરતાં લીલીએ ટોપલી બગલમાં મારી અને એ નિરંજના-માસીના બંગલા તરફ દોડી. મદારી પાછો આવ્યો ત્યારે એણે પોતાની ટોપલી ન જેઇ તેથી એ ગભરાયો, કારણ કે અંદરના નાગદેવ નવાસવા હતા અને તેથી કોઇને ગાંઠે એવા ન હતા. જો કદાચ એ છટકી જાય તો પાછા હાથમાં આવવાની તો આશા જ નહિં. એટલે એણે આસપાસ દ્રષ્ટિ નાંખીને જેયું તો લીલી બગલમાં કરંડિયો દબાવીને દૂર દોડતી હતી. એટલે એ પણ લીલીની પાછળ દોડયો.

આખરે નિરંજનાનો બંગલો આવ્યો ત્યારે લીલીને યાદ આવ્યું કે અહિં તો લપસણું છે તેથી એણે ધીમે ધીમે સંભાળીને ચાલવા માંડયું.

બધી સ્ત્રીઓ દિવાનખાનાની પાસેના એક મોટા ઓરડામાં પૂજા કરતી હતી. એક મોટું

ત્રિપુંડ તાણેલો બ્રાહ્મણ પોતાની પાસે મૂકેલા નાગ-દેવના ચિત્રને 'પત્રં પુષ્પં ફલં તોયં' ચઢાવરાવતો હતો ત્યાં લીલી અંદર દોડી આવી. એકાએક એનો પગ લપસ્યો એટલે એના હાથમાંનો કરંડિયો ખૂલી ગયો અને અંદરના નાગદેવ ફેણુ માંડીને ઊભા થયા.

અને સાક્ષાત નાગદેવને જોઇને તેની પૂજા કરાવવી તો દૂર રહી પણ માંડમાંડ ફાંદ સંભાળતા અને કાછડી ખોસતા મોટેથી ગરૂડ મંત્ર જપતા મહારાજ તો જાય રે નાઠા! અને સ્ત્રીઓ એવી ગભરાઇ ગઇ હતી કે આ શું બન્યું કે કેમ બન્યું તે સમજી શકી નહિં. પણ એ લોકો સમજે કે ન સમજે તેની નાગદેવને ક્યાં પરવા હતી! એ તો ધીમેધીમે સરતા સરતા પેલા મહારાજના પાટલા સુધી પહોંચી ગયા હતા, કારણ કે દૂધની મીઠી સોડમ એમને લોભાવી રહી હતી, એટલે તેમને પણ એ એકજ લક્ષ હતું.

પાટલા પાસે પહોંચીને ભટજીએ નાગદેવની પૂજા નિમિત્તે જે દૂધ બધી સ્ત્રીઓ પાસે પોતાની ચાંદીની મોટી લોટીમાં લીધું હતું તેમાંથી નાગદેવ લપલપ દૂધ આરોગતા હતા અને વચ્ચે વચ્ચે

પોતાના યજમાનોની સામે પોતાની લાંબી લાંબી જીભ લપલપાવતા હતા.

બધાં ચિત્રવત્ થઇ ઊભાં હતાં. બધાં ઊંચે શ્વાસે હવે શું થાય છે તે જોતાં, હતાં કારણ કે કોનો વારો પહેલો આવશે તે કેમ કહેવાય? મહારાજ જેવા બારણામાંથી બહાર દોડ્યા તેવુંજ તેમની અડફટમાં સ્પ્રીંગવાળું બારણું આવ્યું અને ફડાક દેતું બારણું બંધ થઇ ગયું. ઓરડાની બારીઓ ઊંચી હતી એટલે તેમાંથી કુદી પડાય એમ તો હતુંજ નહિં, છતાં કેટલીક સ્ત્રીઓ બારીઓ ઉપર ચઢી ગઇ હતી અને તેઓ કાંઇક સ્વસ્થ હતી. બધાં એવાં તો ગભરાઇ ગયાં હતાં કે બારણું ઉઘાડી ને બહાર દોડી જવાનું કોઇને સુઝયું જ નહિ.

પણ આટલી લાંબી વાત તમને કહેતાં જે વખત લાગ્યો તેનાથી ઘણા થોડા સમયમાં લીલી સ્વસ્થ થઇ ગઇ હતી અને તેમ થતાં જ પોતાથી બની ગયેલા અકસ્માતનું એને ભાન થયું હતું.

અને લીલી તો નિર્ભય હતી! એ તરતજ કરંડિયો લઇને દોડી નાગદેવની પાસે. નાગદેવ દૂધ ચસચસાવીને તૃપ્ત થયા હતા તેથી કે પછી ગમે

તે કારણે એમણે તરત જ લીલીના મૈત્રી ભરેલા હાથનો આશ્રય લીધો અને ડાહ્યા ડમરા થઇને



કુંડાળુ વળીને ટોપલીમાં બેસી ગયા, એટલે તરત જ લીલીએ કરંડિયાનું ઢાંકણું બંધ કરી દીધું.

બધાના શ્વાસ હેઠા બેઠા અને બધી સ્ત્રીઓ લીલીને વિંટળાઇ વળી. ત્યારે લીલીએ રમૂજ કરી: 'કેમ થયાંને નાગદેવનાં દર્શન તમને બધાંને? આજે નાગપંચમી છે તો પછી નાગદેવને કાંઇ ભેટસોગાદ કે નૈવદ તો ધરો.'

અને આવી નિર્ભય અને હસમુખી લીલીના પર ગુસ્સો કરવો કે હસવું તે કોઇને સુઝયું જ નહિં.

મદારીને દોડતો આવતો જોઇને શું હશે તે જાણુવા હું તેની પાછળ દોડતો હતો ત્યાં જ નાગદેવની પૂજાના ઓરડાનું બારણું ખુલ્યું અને હાથમાં કરંડિયા સાથે સૌથી આગળ લીલી અને તેમની પાછળ સ્ત્રી-સંઘને મેં આવતો જોયો

એટલે મને થયું કે ચાલો, બધાં હેમખેમ તો છે.

પણ મને જોતાં જ લીલી મારી પાસે દોડી આવીને કહે : 'નાનુકાકા! તમને નાગદેવનાં દર્શન કરાવું ?'

'તેં આ લોકોને તો કરાવ્યાં ને ?'

'હા, હા. એવાં તો દુર્લભ દર્શન કરાવ્યાં કે જીંદગી સુધી નહિં ભૂલાય.' બધાં એકી સાથે બોલ્યા.

અને 'કેવી નિર્ભય છોકરી!' વસુમતી ગર્વથી ફુલાતી બધાંને કહેતી હતી.



## એક કામમાં અનેક કામ

'ચોકડીમાં પેલાં વાસણ પડ્યાં છેને તે જરા રસોડામાં લઇ આવ તો.'

અને લીલીએ એની બાની આજ્ઞાનું સંપૂર્ણ-અક્ષરસ: પાલન કર્યું. ચોકડીમાં હતાં તે બધાં વાસણ ફડાફડ એકઠાં કરી લીધાં અને તે બધાં લઇને રસોડામાં દોડી અને એની બા પાસે ઢગલો કરતી બોલી: 'લે, બા. આ તારાં બધાં વાસણ.'

'પણ આ તપેલીમાં પાણી હતું તે ક્યાં છે?'

'તે તેં ક્યાં પાણી લાવવાનું કહ્યું હતું! તેં તો વાસણ માગ્યાં એટલે પાણી ઢાળીને વાસણ લઇ આવી.'

'વાહ રે મારી દોઢડાહી દીકરી!' વસુમતી અકળાઇને બોલી ઊઠી 'અને આ તારૂં પરાક્રમ તો જો.' વાસણો છૂટાં પાડતાં એના હાથમાં એંઠી થાળી આવતાં જ એ ગુસ્સાથી બરાડી ઊઠી.

'તું મૂઇ છેજ એવી! તને કહીએ કે જા ઉધને તો તું જાય કતારગામ. પેલી કિરણને જોઇને કાંઇક શીખ. એ કેવી એની બાને મદદ કરે છે! તું તો આવડી મોટી હોલ્લા જેવી થઇ પણ તારી તો મને જરાય આશા નહિ!

'લોકોની છોકરીઓ કેવી બધી ડાહી છે? એક કામમાં ચાર કામ કરી લાવે છે ત્યારે તારા તો એકે કામમાં શુક્કરવાર નહિં! જા ફરીવાર વાડામાં અને નળમાંથી એક ડોલ પાણી ભરી લાવ. અને સાંભળે છે? ચોકડીની બહાર અજવાળેલાં વાસણ છેને તે અને તું અંદર એઠાં લાવી છે તે પણ માંજી કરીને પછી બધાંને અંદર લઇ આવ અને તેમને ઠેકાણે ગોઠવી દે.'

લીલી વાડામાં ગઇ અને નળની ચકલી નીચે ડોલ મૂકી ખોલી તો અંદરથી પાણી તો ના નીકળ્યું પણ સુઉઉઉ કરતો સુસવાતો અવાજ નીકળ્યો. નળરાજા વિદાય થયા હતા. હવે શું કરવું?

એ એમને એમ જો પાછી જાય તો વસુમતી-ના હાથનો પ્રસાદ જમવો જ પડે અને તેથી તરત બુદ્ધિએ તરત જ એનો ઉપાય બતાવ્યો. 'અરે! એમાં તે આટલી બધી શાની મુંઝાય છે! નળ ગયો તો ભલે ગયો પણ પેલો હૅન્ડ પમ્પ તો ચાલુ છે ને ત્યાં જઈને વાસણ અજવાળી નાખ.'

એ પમ્પ પર ગઈ અને ડોલમાં પાણી ભર્યું. બધાં વાસણ અજવાળ્યાં અને પછી ડોલ રસોડામાં લઈ આવી અને ત્યાર પછી બધાં અજવાળેલાં વાસણ અભરાઈ ઉપર ગોઠવી દીધાં.

'હું આટલીવારમાં જ બધાં વાસણ અજવાળી નાખ્યાં! તારા કામમાં જ કાંઈ ભલીવાર નહિં!'

લીલીએ એ સાંભળી લીધું.



આજે રવિવારની રજા હતી. અને રજા એટલે મજા! વાંચવા લખવાનું નહિ કે ભણવાનું નહિ પણ બસ રમવાનું અને ફરવાનું!

'અરે ઓ લીલી!' વસુમતીનો અવાજ સંભળાયો.

અને લીલીને લાગ્યું કે આજે નક્કી કાંઈ બા લહેરમાં છે તેથી જ મને લાડથી બોલાવે છે.

'એ આવી બા!' એ બોલી અને બે ચાર ફલંગેજ એની બા પાસે પહોંચી ગઇ.

'જો બહેન લીલી! મારૂં એક કામ નહિં કરે?' બા બોલી.

'અરે એક શું ચાર કામ કરૂં.' લીલીએ ઉત્સાહીત બનીને કહ્યું.

'જીવતી રહે મારી વહાલી દીકરી! જો ત્યારે તું પેલાં નિરંજના માસીને ત્યાં જા અને પૂછી આવ કે આજે પાપડ વણવાના છે કે નહિં? જો હા કહે તો કહેતી આવજે કે બા બપોરે જમીને બે વાગે પાપડ વણવા આવશે. યાદ રહેશે ને?'

'કેમ નહિં? નિશાળમાં ૧૦૦–૨૦૦ લીટી કવિતાની યાદ રહે છે તો તારી આવડી ટચુકડી વાત યાદ નહિં રહે કે? પણ બા! એટલા માટે નિરંજના માસીને ત્યાં જવાની શી જરૂર? એમને જો પાપડ વણાવવા હશે અને તારી જરૂર હશે તો તને તેડવા મોકલશે. તારે સેવ વણાવવી હોય છે કે અથાણાં કરવાં હોય છે કે ચટણી મુરબ્બા કરવાના હોય છે ત્યારે તું કેવી એમને તેડવાને માટે મને મોકલે છે?'

લીલીને પોતાની બધી યોજના નિષ્કારણ

અફળ જતી લાગી એટલે એના સ્વાભાવિક વાદનો એણે આશ્રય લીધો પણ તેમાં એ એની બા આગળ તો કદી ફાવેજ શી રીતે?

'લીલી! તારૂં ડહાપણ નહિં કર. જો તને કહ્યું તે પ્રમાણે કર. જા, જલદી દોડ.'

અને બાનો હુકમ એટલે લીલીનું શું ગજું કે તે ન પાળી શકે? એ નિરંજના માસીને ઘેર જવા નીકળી પડી. એટલામાં એની બાએ વળી કહ્યું: 'જોજે પાછો ગોટાળો કરતી નહિં. બીજા લોકનાં છોકરાં એક કામમાં અનેક કામ કરે છે તેવું તું કયારે કરતાં શીખશે?'

એ રસ્તે જતાં જતાં વિચાર કર્યે જતી હતી: 'પાપડ વણવાના છે એટલે બા તો માસીને ત્યાં જશે પછી આપણને કોણ રોકટોક કરવાનું છે? બસ પછી તો લહેર! અને બા જાય તે વખતે એની પાસે પૈંઆ ને સેવ, ગોળપાપડી ને ચેવડો માગી લઇશ અને પછી અમે બધાં ઉજાણી કરીશું. પણ બા બાબાને મારી પાસે મૂકી જશે તો! તો પછી રમવાની મઝા નહિં પડે. પણ ના ના, બા તો બાબાને લઇને જશે, એટલે પછી હું, કિરણ, પ્રભા, પ્રમીલા ને બધાં ખૂબ ખૂબ રમીશું.'

એમ એ વિચારોને ઝોલે ચઢી એટલે એને જે કામ સોંપવામાં આવ્યું હતું એનો વિચાર એનાથી ભુલાઇ ગયો. કદાચ એને ધ્યાન પણ નહિં રહ્યું હોય કારણ કે લીલીની યાદશકિત અદ્ભૂત હતી!

લીલી ધીમે પગલે માસીબાના બંગલા તરફ આગળ વધતી હતી પણ એની વિચારાવસ્થાને લીધે એણે ટૂંકો માર્ગ ન લીધો અને ભૂલથી બજારમાં જઇ ચઢી.

લીલી શૂન્યમનસ્ક ભાવે આગળ વધતી હતી ત્યાં એને સોભાગચંદ શેઠે જોઇ એટલે એમણે બૂમ મારી:

'અરે ઓ લીલી બહેન! લીલી બહેન!'

અને લીલીના વિચારો અટકી ગયા. એ ચમકી પણ તરત જ સ્વસ્થ થઇને બોલી: 'શું કહો છો? શેઠ!'

'ગઇ કાલે તમારાં બા મારી દુકાને સારી જાતનું ધુપેલ શોધતાં આવ્યાં હતાં. પણ ભઠ્ઠી મૂકેલી હતી એટલે મેં કહ્યું કે કાલે મોકલીશ. તો જરા તમારાં બાને કહેજો કે નોકરને મોકલી ધુપેલ મંગાવી લે.' શેઠે કહ્યું.

'તો પછી મને જ આપી દોને! હું લઇ જઇશ.' કાંઇક વિચાર આવતાં લીલીએ કહ્યું.

'ના રે બહેનબા! તમારી સાથે તે વળી મોક-લાય કે? ડૉકટર સાહેબને કે બાઇ સાહેબને ખબર પડે તો અમારી ગરીબની ધૂળ કાઢી નાખે. તમે તમારે સંદેશો કહેજોને. એટલું જ બસ છે.' શેઠે આનાકાની કરી.

પણ લીલીએ હસી પડતાં કહ્યું: 'ના રે શેઠ! એમ તે કાંઇ તમારી સાથે હું લડવા દઉં કે? હું આવી રીતે કામ કરૂં તે તો મારી બાને ખૂબ ગમે છે.'

'ના બહેન, મારૂં મન માનતું નથી.' શેઠે હસતાં હસતાં કહ્યું.

'પણ જો બાને ખબર પડશે કે મેં કામ નથી કર્યું તો એ ખૂબ ગુસ્સે થશે માટે તમે તમારે મને ધુપેલની બાટલી આપી દોને.' લીલીએ કહ્યું.

અને લીલીના આગ્રહને વશ થઇ શેઠે ધુપેલની મોટી બાટલી લીલીને આપી ને લીલી આગળ વધી.

એ જતી હતી ત્યાં રસ્તામાં એણે લલ્લુકાકાને લાકડી ઠોકતા ઠોકતા જતા જોયા એટલે એણે બૂમ મારી: 'કેમ લલ્લુકાકા! ક્યાં ચાલ્યા અત્યારમાં?'

'કોણ લીલી કે? તું ક્યાં જાય છે આમ?' વૃદ્ધ વડીલે એને પૂછ્યું અને પછી પોતે જ બોલ્યા, 'પણ લીલી, ડૉકટર દવાખાને ગયા છે કે

ઘેર જ છે?'

'તે તમારે શું કામ છે તે તો કહો.'

'એ તો હું તારા બાપા પાસે જ જતો હતો. એમને હમણાં હમણાં સસ્તા સાહિત્યના 'આર્ય ભિષક' અને 'વૈદક સંબંધ વિચારો' વાંચવાનું મન થઇ આવ્યું છે. તે મને કહેતા હતા કે 'લલ્લુ-કાકા! તમારી પાસે હોય તો આપજો, જરા જોઇ જઇશ, જેથી મને આપણા દેશી વૈદાનું થોડું ભાન થાય.' એટલે મેં હા કહી હતી તે હમણાં એમને એ બે ચોપડી આપવા જાઉં છું.' લલ્લુ-કાકા પ્રખ્યાત વૈદ હતા અને પરામાં એમને નહિં ઓળખતું હોય એવું કોઇ જ ન હતું.

'ક્યાં છે એ પુસ્તકો?' લીલીએ પૂછ્યું.

'આ રહ્યાં થેલીમાં.' કાકાએ કહ્યું.

'ઓહો! ત્યારે તો લાવો એ થેલી. હું ઘેર લેતી જઇશ. નકામા તમે શીદને ધક્કો ખાવ છો?' લીલીએ વિવેક કર્યો અને થેલો લેવા હાથ લંબાવ્યો.

'અને લીલી! તારા કાકાને વાગ્ભટ પણ જોવાનો વિચાર છે. એ પણ થેલીમાં જ છે માટે સંભાળીને લઇ જજે.' કાકાએ સૂચના આપી.

'તે તમારા વાઘભટ્ટ શું એવડા નાના છે કે

થેલીમાં સમાઇ જાય? વડોદરામાં દીવાન સાહેબને ત્યાં વાઘ મહારાજ, રસોઇ કરતા હતા તે તો ખૂબ જાડા અને અલમસ્ત હતા. એટલા બધા જાડા કે થેલીમાં તો શું પણ શણના અનાજ ભરવાના થેલામાં પણ નહિ માય.' લીલીએ હસતાં હસતાં કહ્યું.



અને લલ્લુકાકા પણ હસી પડ્યા અને બોલ્યા: 'અરે લીલી! એ તો વાગભટ્ટે બનાવેલું પુસ્તક છે, નહિં કે તું કહે છે તેમ વાઘભટ્ટ!'

'એમ વાત છે ત્યારે! હં, બીજું કાંઇ તમારે કહેવું છે મારા કાકાને? તમને આટલી બધી હાંફ તો ચઢી છે. તમે જો અમારા બંગલા સુધી ચાલ્યા હોત તો કદાચ તમારા રામ પણ રમી જાત!' લીલીએ કહ્યું.

'હું તો મારા રામ રમી જાય એવું બહુજ ઇચ્છું છું. પણ મારા રામ તો નથી રમતા કે નથી જંપતા.' કાકા રમૂજી હતા એટલે એમણે સામી રમૂજ કરી.

લીલી એક હાથમાં શીશો ને બીજા હાથમાં થેલી લઇને જતી હતી, તેની પીઠ જોઇ રહેતા લલ્લુકાકા બોલ્યા: 'બરાબર એના બાપ જેવી જ બોલકણી થવાની છે! ભગવાન એને સો વરસની કરો!'

લીલી ચાલતાં ચાલતાં વિચાર કરતી હતી: 'ચાલો એક, બે અને ત્રણ કામ તો થઇ ગયાં હવે પછી કયું કામ હથે ચઢે છે તે જોઉં.'

એ આગળ જતી હતી તેવામાં એને ફળવાળા ફરસરામે બૂમ મારી અને કહ્યું: 'ક્યાં ચાલ્યાં લીલીબહેન? કેમ આજે રામો રજા પર છે કે શું, તે તમે હાટ ખરીદવા નીકળ્યાં!

'રામો તો એ રહ્યો બંગલે.' લીલી બોલી.

'તે તમે ઘેર જાવ ત્યારે રામાને અહિં તરત જ મોકલી આપજો.' ફરસરામે કહ્યું.

'કેમ? તમારે રામાનું શું કામ છે?'

'મારે પોતાને તો કાંઇ કામ નથી. તમારાં બાએ પરમ દિવસે કહેવરાવેલું કે સારાં જાંબુ આવે તો કહેવરાવજો તેથી કહું છું કે મોટાં લીંબુ જેવાં જાંબુ આવ્યાં છે તે તમારો રામો લઇ જાય. નહિં તો વેચાઇ જશે!'

'ત્યારે એમાં રામાને શા માટે ધક્કો ખવરાવવો! લાવોને હુંજ લેતી જાઉં.' લીલીએ કહ્યું.

'તમે! ના રે બાપ, તમારા હાથમાં આટલો બધો તો ભાર છે અને તમને ક્યાં જાંબુ આપું! તમે કદાચ ફેંકી દો ને બધાં જાંબુ બગડી જાય!'

'શું કહ્યું? હું ફેંકી દઉં? શા માટે ફેંકી દઉં?'

'ના, ના. તમે શા માટે ફેંકી દો! એ તો કદાચ ન કરે નારાયણ ને તમને ઠોકર વાગે તો પાકાં જાંબુનો છુંદો જ થઇ જાય એટલા માટે કહું છું.'

'ઠોકર મને શું કામ વાગે? વાગેને તમને!'

ફરસરામ ગુલાબી સ્વભાવનો હતો એટલે લીલોના હાજર જવાબથી એ હસી પડ્યો અને એણે એક શેર પાકાં જાંબુ જોખી આપ્યાં તે લીલીએ પેલી પુસ્તકોવાળી થેલીમાં લઇ લીધાં.

'જો જો સંભાળજો. નહિં તો મારે ઠપકો ખાવો પડશે ફોગટનો.'

'હો હો, તુમી ગાભરૂ નકા!' લીલીએ ફરસરામની માતૃભાષા મરાઠીમાં જવાબ આપતા કહ્યું.

કાનજી કાછિયાની એનાપર નજર પડતાં જ એણે બૂમ મારી: 'અરે લીલી બહેન! બાપાજી કાલે કહેતા હતા કે સારા પાકા ટમેટા આવે તો શેર મોકલજો, તે હમણાં જ આવ્યા છે. તમે લેતાં જશો?'

લીલીને તો ભાવતું હતું ને વૈદે કહ્યું એટલે એણે તરત જ થેલી ધરી અને કાછિયાએ પાકા ને લાલ ટમેટા થેલીમાં ભરી દીધા. તે લઇને લીલી આગળ ચાલી.

આમ બધું હાટ પસાર કરતી એ નિરંજના માસીને ત્યાં પહોંચી ત્યારે ખૂબ મોડું થઇ ગયું હતું અને તેને લીધે નિરંજનાને જ મનમાં એમ થયું કે 'લાવને હું જ જરા મોટે પગે વસુને કહી આવું' એટલે એ વસુમતીને ત્યાં ગઇ હતી તેથી

લીલીએ પોતાનાં પગલાં પાછાં ઘર તરફ લીધાં.

રસ્તામાં એને ભોલાનાથ ભૈયો મળ્યો. તે એક અલમસ્ત ગાયને દોરીને લઇ જતો હતો અને ગાયની પાછળ નાની વાછરડી ભાંભરતી ભાંભરતી આવતી હતી. લીલીને વાછરડીમાં રસ પડ્યો તેથી એ બોલી: 'ભોલા ભૈયા! કહાં જાતે હો!'

'બહેન! તારે જ ઘેર જાઉં છું.'

'કેમ શા માટે?'

'તારી બાએ આ ગાય મારી પાસે વેચાતી લીધી છે તે આપવા જાઉં છું. તમે ક્યાં ચાલ્યા?'

'હું પણ ઘેર જ જાઉં છું. કેવી સુંદર ગાય છે! આ વાછરડી તો મને ખૂબ ગમે છે.'

એવામાં મોતી માલણ કેડ પર ટોપલી ઝુલાવતી આવતી હતી તેણે લીલીને કહ્યું: 'બહેન! ક્યાં ઘેર જાવ છો ને? આ તમારી બાની ને તમારી વેણીઓ નહિં લેતા જાવ?'

'કેમ નહિં? જરૂર!' કહેતી એણે પેલી વેણીઓ તેલના શીશાવાળા હાથમાં પકડી લીધી.

પણ એટલામાં તો ભોલો ભૈયો એને લાંબે પગલે બંગલે પહોંચી ગયો હતો. એણે ગાયને એક ખીલા સાથે બાંધી દીધી હતી અને તે જ ખીલે

જરા ટુંકા દોરડાથી વાછરડીને બાંધી હતી. હાથમાં તાંબડી લઇને એ દૂધ દહોવાની તૈયારી કરતો હતો.

ભોલા ભૈયાની ગાય એમ તો ગરીબ ગણાતી હતી પણ એને કોણ જાણે કેમ લાલ રંગ પ્રત્યે એવી તો નફરત હતી કે લાલ રંગ જોતાં જ એ પોતાનો મિજાજ ગુમાવી બેસતી. કર્મસંયોગે લીલીએ આજે રાતુ ફ્રોક પહેર્યું હતું. ગાયની એના પર હજી સુધી નજર પડી ન હતી પણ લીલી જેવી કમ્પાઉન્ડમાં દાખલ થઇ તેવીજ ગાયની એના પર નજર પડી અને એ કૂદી !

ઓટલા પર વસુ ને નિરંજના ઊભાં હતાં. તેમણે ગાયને ચમકતાં જોઇ એટલે શાથી એ ચમકી તે જોવા નજર કરી તો બન્ને હાથમાંના ભાર વડે લચી પડતી લીલીને જોઇ. વસુની છાતી ગજગજ ફુલવા લાગી અને એણે નિરંજનાને કહ્યું: ‘જોયું નિરૂ! મારી લીલી પણ એક કામમાં અનેક કામ કરે છે!’

ભૈયાએ તાંબડીમાં દૂધની શેઢ કાઢવી શરૂ કરી હતી અને તાંબડી દૂધથી લગભગ ભરાઇ હતી ત્યાં એકાએક ગાયની નજર પાસે આવતી લીલી પર પડી. એ એવી તો ઉછળી કે એના પગની પાટુ

વાગી ભોલા ભૈયાને અને એના હાથમાંથી તાંબડી છટકીને સીધી લીલીના પગમાં જઇને પડી. લીલી આ અચાનક થયેલા ધબાકાથી ચમકી અને એને ઠોકર વાગી એટલે એણે પૃથ્વીમાતાને સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યા. તે સાથે એના હાથમાંથી થેલી



પડી નીચે અને તેના પર જ એના શરીરનો ભાર આવી ગયો એટલે બધા ટમેટા ને જાંબુના લાલ ને જાંબલી ડાઘા પુસ્તકો પર પડી ગયા. પેલો શીશો જમીન પર પછડાતાં જ ફુટી ગયો અને તેની જમના નદી અને તાંબડીમાંના દૂધની ગંગાનદી એમ બે ભેગી થઇને ગંગાજમનાનો સંગમ રચાયો હતો! તે સંગમમાં પેલી વેણીઓ નહાતી હતી!

ઓટલા પરનાં બધાંને હસવું કે ખીજાવું તે સુઝયું નહિં પણ અચાનક થયેલા ધડાકાથી ડૉકટર

બહાર દોડી આવ્યા હતા. તેમણે લીલીને ભોંય પર પડેલી જોઇ એટલે એ તેની પાસે દોડી ગયા અને એને ઉઠાડીને ઊભી કરી ત્યારે એમને ખબર પડી કે લીલીના ઘુંટણમાંથી લોહી નીકળતું હતું! એ જોતાં જ એમનો ગુસ્સો ઉછળી આવ્યો અને એ બોલ્યા: 'ત્યાં ઉભા ઉભા જોયા કરતાં શરમ નથી આવતી?'

પણ એ અવાજ તેમની પાસે પહોંચે તે પહેલાં તો વસુમતીએ લીલીને બાથમાં ભરી લીધી હતી.

નિરંજના આશ્વાસન આપતી હતી, 'કાંઇ નહિં લીલી! એમાં તારો શો વાંક? રડ નહિં.'

'પણ બા!' લીલીને ડુમો ભરાઇ આવતાં એ બોલી.

'ના બહેન! તને જરાયે નહિં ખીજાઉં. છે પછી કંઇ?' વસુમતીએ વહાલથી કહ્યું.

અને લીલીને ઘુંટણના ઘા રૂઝાતાં અઠવાડીયું થયું ત્યારે એ બહાર નીકળી શકી.

☆ સમાપ્ત ☆